ભગવાન આ પ્રસંગે હવામાં અદ્ધર ચાલીને વટાવી દે છે. આ પ્રસંગનાં સૂચક પ્રતીકો વગેરે આ દેખાવમાં છે. શુદ્ધોધને જે ઉપવન ભેટ કર્યું ત્યાં વડનું ઝાડ કોતરવામાં આવ્યું છે. આની આગળની જ બાજુમાં બુદ્ધ ભગવાન ઉપદેશ કરે છે એ દેખાવ છે. સંઘના માણસો અને અનુયાયીઓ ચક્ર પાસે બેઠા છે.

જમણી બાજુના અંદરના ભાગમાં બુદ્ધ ભગવાનના નિર્વાણનો એક દેખાવ છે. છેલ્લું નમન કરવા દેશદેશના લોકો આવ્યા છે. સંગીત અને નાચ કરતા ભક્તજનો અને હોલબૂટ અને જાડાં વસ્ત્ર પહેરેલા ઠંડા મુલકના રહેવાસીઓ પણ દૃષ્ટિગોચર થાય છે.

### માંકડાએ ભગવાનને મધનો પ્યાલો આપ્યો હતો એ દેખાવ

વેસાલી અગર મથુરા કે શ્રાવસ્તીમાં આ બનાવ બન્યો કહેવાય છે. એક માંકડું ભગવાનને મધનો પ્યાલો ભેટ ધરે છે. એ આપે છે, ને આપ્યા પછી પાછું ફરે છે એ બંને સ્વરૂપમાં માંકડું આબેહૂબ છે.

### શ્રાવસ્તીનું જેતવન

અનાથપિંડિક નામના એક શેઠે શ્રાવસ્તીમાં ભગવાનને જેત-વનની ભેટ કરી હતી. મૂળ માલિક પાસે અનાથપિંડિકે વનની જમીન પર જેટલા સોનાના સિક્કા પથરાય એટલા પાથરી આપીને, જેતવન અર્પણ કરવા ખરીદેલું. થાંભલાની બીજી બાજુ આ દેખાવ છે.

ત્રીજી બાજુ શ્રાવસ્તીનો એક મંડપ છે. ચોથી બાજુ શ્રાવસ્તી નગરના દરવાજાની બહાર કોશલનો પ્રસેનજિત બુદ્ધને મળવા નીકળ્યો છે એ બતાવ્યું છે. એક બાજુ ઇન્દ્રના નંદનવનનો દેખાવ છે. સ્ત્રીઓ સાથે ભોગવિલાસ ને ગાનતાન તથા સુરાપાન સિવાય, બુદ્ધ કવિઓ પણ પુરાણલેખકોની માફક જ સ્વર્ગને ચીતરી શકતા નથી. પછીના દેખાવમાં ઇન્દ્રનું બુદ્ધનાં દર્શને આવવું, બિંબિસાર કે

અજાતશત્રુનું રાજગૃહથી નીકળી ગૃધ્રકૂટ પર્વત પર બુદ્ધનાં દર્શને જવું, રાજગૃહનાં વેણુવન એટલે વાંસના જંગલમાં બુદ્ધનો ઉપદેશ, અને પરિનિર્વાણ એટલે ભગવાન બુદ્ધનું મૃત્યુ, એટલા દેખાવો છે.

## પૂર્વ દરવાજો

ઉપલા તોરણમાં સાત સાત બુદ્ધો, વચલામાં મહાભિનિષ્ક્રમણનો દેખાવ. એમાં ડાબી બાજૂએ નગર છે. કિલ્લોકોટ મૂકી, દરવાજા બહાર કંથક ઘોડો ચાલે છે. એનાં પગલાં દેવો ઝીલી રહ્યા છે. તહેનાતમાં બીજા દેવો છે, ને છંદક છે. છંદકે છત્ર ધર્યું છે. ચાર વાર એનો એ દેખાવ, આગળને આગળ યુવરાજ સિદ્ધાર્થ ચાલ્યો 'શ્યામ રજનીમાં ચાલ્યો' એ બતાવવા મૂક્યો છે. પછી છંદક ને કંથક પાછા ફરે છે, અને સિદ્ધાર્થની આગળ મુસાફરી દર્શાવવા એમનાં પદ્મનાં ચિહ્નવાળાં પગલાં ને છત્ર છે. કંથક સાથે દિલગીર થતા ત્રણ યક્ષો પાછા ફરે છે. ગાંધારના શિલ્પમાં આ પ્રસંગે કપિલવસ્તુ નગરી જાતે, સ્ત્રીસ્વરૂપે રુદન કરતી, પાછી વળતી દેખાડી છે. તોરણની બાજ પર, વચમાં જે જાંબુના વૃક્ષ નીચે ભગવાન પહેલવહેલા ધ્યાન કરવા બેઠા હતા, અને જે વૃક્ષની શીળી છાંય એટલી વાર ભગવાનને માથેથી તડકો દૂર કરવા સ્થિર રહી હતી, તે દેખાવ છે. નીચેના તોરણમાં અશોક ને એમનાં રાણી તિષ્યરક્ષિતા બોધિવૃક્ષને પાણી પાવાને ગયાજીની યાત્રા કરવા આવે છે, તે દેખાવ છે. એકબે વાર બોધિવૃક્ષને ક્રોધના આવેશમાં કાપી નંખાવેલું તેના પ્રાયશ્ચિત્તરૂપે આ યાત્રા છે. બાજૂ પર મૌર્ય સામ્રાજ્યનાં રાજ્યચિહ્નરૂપે બે મોર છે.

## વચલા તોરણનો પાછલો ભાગ

બોધિવૃક્ષ નીચે જ્ઞાન થયું એ દેખાવ છે. આમાં તમામ સૃષ્ટિ ઉપર બુદ્ધે નવું સામ્રાજ્ય મેળવ્યું તે દેખાડવા ખરાં ને કાલ્પનિક પશુપક્ષીઓ, નાગ વગેરે સ્તુતિ કરતાં ઊભાં છે. આમાં વરસાદથી

રક્ષણ કરવા બુદ્ધગયાજીના તળાવનો રક્ષક–મુચલિંદ નામનો નાગ–પણ ફણા માંડીને ઊભો છે.

નીચેના તોરણમાં, રામગ્રામના સ્તૂપના રક્ષકો હાથીરૂપે સ્તૂપ પર ફળો ને પુષ્પો ધરાવે છે.

## જમણા સ્તંભનો આગલો ભાગ

છ સ્વર્ગો છે, બ્રહ્મલોક છે. ગૌતમનો જન્મ, માયાનાં સ્વપ્ન, શુદ્ધોધનનું બુદ્ધને મળવા જવું, બુદ્ધગયા વગેરે છે. ત્રીજી બાજુ પર બુદ્ધે પાણી પર ચાલવાનો એક ચમત્કાર કર્યો હતો તે છે. નિરંજરા નદીમાં પૂર આવ્યાં છે. કસ્યપ ઋષિ હોડી લઈ બુદ્ધને બચાવવા જાય છે. મગર, બતકો, બગલાં વગેરે જળ તથા સ્થળનાં પ્રાણીઓ આમાં છે. બાવીસ સો વર્ષ પર હોડી, ચાટવા બધું આજના જેવું જ છે. નીચેની બાજુ પર બિંબિસારની યાત્રા છે. ડાબા થાંભલાની ઉપલી બાજુ પર ઉરુવેલા શહેરમાં ઇંદ્ર ને બ્રહ્મા પૂજન કરવા આવ્યા છે. ઉરુવેલાનાં ઘરો, કામ કરતા લોકો, દળવું, ખાંડવું, રસોઈ કરવી, ઝાટકવું, પાણી ભરવું, નિરંજરા નદીમાં ઢોર પાવાં વગેરે નિત્યનાં કામ ચાલી રહ્યાં છે. સૌ સૌના કામમાં છે. ફક્ત ગામમાંથી એક જ જણ, નવરાશ કાઢી દર્શન અર્થે આવેલો છે. દુનિયા પ્રભુને માટે કેવી બેપરવા છે એ જાણે આમાં દર્શાવ્યું છે.

## ઉરુવેલાના અગ્નિમંદિરમાં બુદ્ધે મેળવેલી જીત

પાણી ઉપર ચાલવાનો ચમત્કાર જોઈ કસ્યપ મુનિ બૌદ્ધ થયા. રાત્રે એમણે પોતાના આશ્રમ પાસેના અગ્નિમંદિરમાં ભગવાનને ઉતારો આપ્યો. અહીં એક ભયંકર નાગ રહેતો હતો. નાગે એમના પર રાત્રે હલ્લો કર્યો; ધૂણી ને અગ્નિનો વરસાદ વરસાવ્યો. બુદ્ધે પણ એના પર એ જ અસ્ત્રો નાંખ્યાં. અંતે નાગ હાર્યો, અને ભગ–

વાનના ભિક્ષાપાત્રમાં પેઠો. થાંભલાની બાજુના મધ્ય ભાગમાં આ અગ્નિમંદિર, પાંચ ફણાનો નાગ, આસન, બધું જોવામાં આવે છે. મંદિરની બાજુએ સાધુઓ ઊભા છે. પાસેની પર્ણશાળામાં એક બ્રાહ્મણ દેહકષ્ટ કરતો બેઠો છે. પાસે યજ્ઞવેદી છે, હોમહવનનાં સાધનો છે. ડાબી બાજુએ નિરંજરા છે. એમાં એક બાવો નહાય છે, ને બે પાણી ભરે છે. હિંદુધર્મના યજ્ઞયાગ, દેહકષ્ટ, અગ્નિપૂજા વગેરેના પરાભવ કર્યાનાં આ સૂચન છે. આ ચિત્ર જોઈને ફરગ્યુસને હિંદમાં અસલ સાપ ને ઝાડની પૂજા હતી એ પુરાવો મેળવેલો, અને વૈદિક પૂજાવિધિઓમાં થયેલાં પરિવર્તન નહિ જાણવાથી, આપણા ધર્મના ઇતિહાસમાં પુષ્કળ ગોટાળો કરેલો. આ પ્રસંગ પછી કશ્યપની બુદ્ધ ધર્મમાં દીક્ષા લીધાની વાતમાં લખ્યું છે કે, આ અગ્નિમંદિરના ચમત્કાર પછી બ્રાહ્મણોએ યજ્ઞ આરંભેલો, પણ બુદ્ધની આજ્ઞા વગર લાકડું ફડાય નહિ, અગ્નિ બળે નહિ, અને બલિ અપાય નહિ એવું થઈ ગયું. આના ચિત્રમાં નાટકના ટેબ્લોની માફક આ બધા દેખાવો કોતરેલા છે. લાકડું ફાડનારની કુહાડી ઊંચી ને ઊંચી રહી છે, એક જણ પંખો નાખે છે, પણ અગ્નિ બળતો નથી. બુદ્ધની આજ્ઞાથી બધું અટક્યું છે, ને યજ્ઞને બદલે શણગારેલો સ્તૂપ છે. યજ્ઞવેદીઓમાંથી સ્તૂપનાં પૂજાનાં પરિવર્તન બુદ્ધ ભગવાનની આજ્ઞાથી કેમ થયાં, તે આ ચિત્રમાં આ રીતે સૂચવ્યાં છે.

## પશ્ચિમ દરવાજો

એના ઉપર સાત બુદ્ધ, મૃગદાવનું ધર્મચક્રપરિવર્તન, છદ્દાંત-જાતક, અસ્થિ માટે લડાઈ, બોધિવૃક્ષ આગળ મારનાં પ્રલોભનો, એટલા દેખાવ વર્ણવ્યા હતા તેના તે છે. જમણા થાંભલાના આગલા ભાગમાં બાજુએ મહા કપિજાતકની કથા છે. એક જન્મમાં બુદ્ધ ભગવાન એંશી હજાર વાનરોના રાજા હતા. ગંગાનદીને કિનારે, એક

વિશાળ આમ્રવૃક્ષની કેરીઓ ખાઈ, એ બધાં વાનરો ગુજરાન કરતાં હતાં. એક સમયને વિશે, કાશીપુરીના રાજા બ્રહ્મદત્તને એ કેરીઓ લેવાની ઇચ્છા થઈ. રાજાએ યોદ્ધાઓને મોકલી વાનરોને ઘેરી લીધાં, અને મારો ચલાવ્યો; પરંતુ, બોધિસત્ત્વે નદી ઉપર પોતાના શરીરનો પુલ કરી બધાં વાનરોને એ ઉપરથી નાસી જવા પ્રેર્યાં, અને બધાંને સલામત જગ્યાએ મોકલી દીધાં. બુદ્ધનો પિતરાઈ ભાઈ દેવદત્ત એ જન્મે એક વાંદરો હતો. એ અદેખો ને દુષ્ટ સ્વભાવનો હોઈ બોધિસત્ત્વ પર વેર લેવાનો આ સારો લાગ છે એમ જોઈ બોધિસત્ત્વના બરડા પર એવો જોરથી કૂદ્યો કે બોધિસત્ત્વનું હૃદય ચિરાઈ ગયું. રાજાએ બોધિસત્ત્વનું આ સ્વાત્માર્પણ જોયું. રાજાને પશ્ચાત્તાપ થયો. મરણકાળે બોધિસત્ત્વની ખૂબ સેવાચાકરી કરી, અને મરણ પછી એની દબદબાભરી અંત્યેષ્ટિ ક્રિયા કરી. બોધિસત્ત્વે મરતાં મરતાં પણ મા ામરતબાથી રાજાને રાજધર્મ વિશે ઉપદેશ કર્યો હતો. આ વૃત્તાંત સવિસ્તર ચિત્રમાં દોરેલો છે. પછી તુશિતા સ્વર્ગમાં બોધિસત્ત્વે કરેલો બોધ, જ્ઞાન થયા પછી બુદ્ધે રાનયતન વૃક્ષ નીચે લીધેલો આરામ અને થાંભલાની નીચેની બાજૂએ શોભાને માટે દોરેલા કાલ્પનિક સિંહો અને ફૂલો છે. આ સિંહોની તખ્તી નીચે 'અયાચુડના શિષ્ય બાલમિત્રની ભેટ' એવો બ્રાહ્મીમાં લેખ છે. થાંભલાના અંદરની બાજૂએ સ્યામા જાતકની કથા શ્રવણને જ મળતી છે, ને તે એમાં ચીતરેલી છે.

આ દરવાજા અને કઠેરાનાં અસંખ્ય સ્વરૂપો અને બારીક-સુંદર વીગતો કોતરતાં ચાળીસપચાસ વર્ષો સુધી કેટલા યે શિલ્પીઓએ અથાગ મહેનત લીધી છે.

દક્ષિણ દરવાજો સૌથી ઉતમ છે, ને ઉત્તર દરવાજો સૌથી કનિષ્ઠ છે. દક્ષિણ દરવાજાના શિલ્પીઓ કુશળ છે, પ્રતિભાવાળા છે. એમના કામમાં કોમળતા છે. પ્રકાશ અને છાયાના (Light &

Shade) નિયમોનું જાણે એમને ભાન છે, અને એકંદર ઉઠાવ સપ્રમાણ અને નિયમસર છે.

પશ્ચિમ દરવાજો શિલ્પશાસ્ત્રના નિયમોમાં સૌથી આગળ વધેલો છે. સ્વરૂપો વધારે સ્પષ્ટ અને સુરેખ છે. પણ નિયમવશતા ને જૂની રૂઢીઓને અનુસરવાની યાંત્રિક પરવશતા એમાં બહુ છે.

પશ્ચિમ દરવાજાનાં તોરણોની પીઢો ઊંચકનારા મોટા પિશાચો છે. એવા પિશાચો બીજે સ્થળે પણ છે. બુદ્ધ ભગવાને ચરાચર સૃષ્ટિ વશ કર્યાં ઉપરાંત, પિશાચોને પણ કેવા સ્વાધીન કર્યાં હતા તે બતાવવાનો આમાં ઉદ્દેશ છે. આ પિશાચોનાં સ્વરૂપો 'હિંદીપંચ'ની પોતાની મૂર્તિ જેવાં વામનજીનાં ઘાટનાં, જાડાં, ટૂંકાં, પણ હાસ્ય ઉત્પન્ન કરે એવાં છે.

બીજે ઠેકાણે બુદ્ધનાં દર્શને આવતાં લોકોનાં ટોળાંમાં હાથી ઉપર, ઊંટ ઉપર, બકરાં ઉપર, ઘેટાં ઉપર, ઘોડા ઉપર, એમ જુદા જુદા વાહન ઉપર આવતાં દેશદેશનાં ચિત્રવિચિત્ર લોકો છે. હાલનાં મોટાં શહેરોનાં જેવી જ એ મંડળી પંચરંગી છે. તરેહતરેહનાં એમનાં વસ્ત્ર છે. જુદી જુદી જાતનાં એમનાં જાતીય સ્વરૂપો છે. કેટલાંક અર્ધ મનુષ્ય ને અર્ધ પશુઓ, પરીઓ, પાંખોવાળા દેવો, એવું એવું આ ચિત્રોમાં ઘણું છે.

સાંચીથી બહુ પહેલાંના સ્થાપત્ય કે શિલ્પના નમૂના હિંદની પુરાણી શોધખોળ કરનાર વિદ્વાનોને મળ્યા નથી. પરંતુ, ઉપર વર્ણવી કે તે સ્થિતિએ આવતાં સેંકડો અને હજારો વર્ષ લાગ્યાં હોવાં જોઈએ. આથી હિંદની શિલ્પકળાનો ઉદય ક્યારે થયો હશે તેની અટકળ પણ કરવી હોય તો ઓછામાં ઓછાં બીજાં એક હજાર વરસ પાછું હઠવું જોઈએ. પથ્થર પર કોતરણી થઈ કે પથ્થરનાં બાંધકામ હિંદમાં થયાં તે પહેલાં લાકડા પર કોતરણી પુષ્કળ થતી હતી, અને ઘરો પણ લાકડાનાં થતાં. અને, લાકડું ત્રણચાર હજાર

વર્ષ સુધી કેમ ટકે? આથી આપણને જૂના નમૂના મળતા નહિ હોય. પરંતુ, વિદ્વાનો આશા રાખે છે કે, ઇજિપ્તની નવી શોધખોળ માફક અહીં પણ ઘણાં પ્રાચીન નગરો અને ઐતિહાસિક સ્થળોની રીતસર શોધખોળ થશે ત્યારે આપણી કલાના ઇતિહાસમાં ઘણું નવું જાણવાનું મળશે. પરીક્ષાઓનાં સંકટ ઓછાં થશે, ને જૂની ઢબની કેળવણીમાં સુધારો થશે ત્યારે આપણા જ વિદ્યાર્થીઓ અને શિક્ષકો આવી શોધખોળો તરફ નજર દોડાવશે. પુરાતત્ત્વમંદિરો કેવળ પુરાણાં પુસ્તકો ને સાહિત્ય ઉપરાંત આપણાં દેવાલયો, મૂર્તિઓ, શિલ્પ, ચિત્રવિદ્યા ને સ્થાપત્યનાં રહસ્ય સમજશે એવી આશા રાખીશું. અને, સાક્ષરો કવિતા ને સાહિત્ય ઉપરાંત ઐતિહાસિક અને કલામંદિરોનાં સ્થાનકો પણ જાતે જોશે તો દેશનું એક નવું જ દર્શન કરશે.

સાંચીમાં ત્રણ સ્તૂપો, કઠેરા, દરવાજા અને સ્તંભો ઉપરાંત, જુદી જુદી સદીના મંદિરોના પથ્થરો પડયા છે. કોઈ વિશાળ સભાસ્થાનના થાંભલાની હાર, રોમના 'કોલિશિયમ'નાં ખંડેરો જેવી, ઈ. સ. ૨૦૦ની હજી છે. તળાવ, મઠ, મંદિરો, સભાસ્થાન અને ફરતાં ચોગાનો છે, તથા વિદિશા અથવા બેશનગર જે અહીંથી પાંચ જ માઇલ પર છે, ત્યાં ઈ. સ. પૂર્વે બીજી સદીમાં હેલીઓડોરસ નામના ગ્રીકે હિંદુધર્મ સ્વીકારી વાસુદેવ(વિષ્ણુ)ને એક ગરુડસ્થંભ ભેટ કર્યો હતો, તે પણ હજી લેખ સાથે ભાંગેલો, ત્યાં મોજૂદ છે. એ શૃંગ સમયનો છે. હેલીઓડોરસ ડાયનનો પુત્ર ને તક્ષશિલા તરફથી વિદિશા આવેલો એલચી હતો. વિદિશામાં એ વખતે પુષ્પમિત્રનો વંશજ ભદ્ર રાજા રાજ્ય કરતો હતો.

સાંચીની દક્ષિણે જરા ઊતરીને થોડું ચાલીએ એટલે ટેકરી પર નાગૌરી કરીને એક ગામ છે. ત્યાં સાત ફૂટ એક ઈંચ ઊંચો કાળા પથ્થરનો કોતરેલો સાત ફણાવાળો એક સાપ છે. એના

જમણા હાથમાં ઘણું કરીને કમળ ને ડાબા હાથમાં કળશ છે. પાસે નાગણી પણ છે. એ સવાત્રણ ફૂટ ઊંચી છે. ઈ. સ. ત્રીજી કે ચોથી સદીનું એ મૂર્તિકામ લાગે છે. એક અધૂરું ઘોડાનું પૂતળું પણ પાસે છે. એ મધ્યકાલીન હોય એમ લાગે છે.

આ ઉપરાંત સાંચીથી ઉત્તર દિશાને રસ્તે ઊતરતાં જમણી બાજૂએ ચાર સતીના પથ્થર છે. એમાં પ્રથમ વરવહુ મહાદેવની પૂજા કરે છે. બીજામાં પતિ ખાટલા પર સૂતો છે, ને પત્ની પગ ચાંપે છે. ત્રીજામાં પુરુષ શત્રુ સાથે લડાઈમાં લડતો જોવાય છે. ને, ચોથામાં ચંદ્રસૂરજ છે. સતીની પવિત્રતાના એ સાક્ષી, જ્યાંસુધી ચંદ્રસૂરજ તપશે ત્યાંસુધી સતીની કીર્તિ રહેશે, એવું દર્શાવતા ઊભા છે. આવા બીજા પથ્થર પર એક સતીની ઈ. સ. ૧૨૬૪–'૬૫ની નાગરી લિપિમાં સાક્ષ છે.

આ સાંચીનું છેલ્લું સ્મરણ છે, અને આ રીતે આજથી સાતસોથી પંદરસો વર્ષ ઉપરનાં આપણા તેજસ્વી ભૂતકાળના કલાકૌશલ, જનસમાજ, ધર્મ અને જીવનનું ભાન કરાવતાં ઘણાં દશ્યો ત્યાં છે.

શરૂઆતમાં આપણે જોયું તેમ ઈ. સ. ૩૦૦–૪૦૦ સુધી બુદ્ધ ભગવાનની કોઈ મૂર્તિ ઘડાઈ નથી. પણ હીનયાન મહાયાન થાય* છે. ગાંધારમાં કુશન લોકો બુદ્ધધર્મ પાળે છે. એઓ તુર્કસ્તાન તરફના, પણ મુસલમાન ધર્મનું જે વખતે નામનિશાન નહોતું તે વખતના, રખડેલ લોકો છે. અહીં એ ઠરીઠામ બેસે છે. ચઢિયાતી સંસ્કૃતિનો સંગ થાય છે. બુદ્ધધર્મ અંગીકાર કરે છે. ત્યાં (ગાંધારમાં) ગ્રીક થાણું છે. ગ્રીક લોકોની મૂર્તિઓ બનાવવાની કલાનો બુદ્ધધર્મ સમજાવવામાં લાભ લેવાય છે. કુશન કુળના કનિષ્કરાજા એક બૌદ્ધ પરિષદ મેળવે છે. હવિષ્ક બુદ્ધગયાનું મંદિર બંધાવે છે. પરંતુ,

* એટલે નાના વર્તુલમાં બુદ્ધ ધર્મ હતો તે વર્તુલ બહુ મોટું થતું જાય છે.

આર્ય કુળના ગુપ્તરાજાઓને આ મૂર્તિઓ માનુષી લાગે છે. હિંદની કલા ભાવનામયતાવાળી છે, વાસ્તવિક નથી. ગુપ્ત સમયમાં બુદ્ધ ભગવાનની મૂર્તિઓ આર્ય શિલ્પશાસ્ત્રના નિયમાનુસાર છૂટથી ઘડવામાં આવે છે. કોઈ પૂછે કે, કલાના ક્ષેત્રમાં હિંદે જગતને શું આપ્યું? તો જવાબ એ છે કે, બુદ્ધની નિર્વિકારી મૂર્તિ. ગંભીર, પવિત્ર, ધ્યાનમાં તલ્લીન અને નિર્વાણની પરમ શાંતિના અનુભવનું આવું સ્વરૂપ બીજે ક્યાં છે?

સાંચીમાં બુદ્ધની દશબાર મૂર્તિઓ છે. પણ, મૂર્તિ ઘડવાનું કાર્ય તેમ જ દેવોમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાનું સાંચી પછી કાંઈ બંધ પડયું નથી. હિંદે ગુપ્તસમયની બુદ્ધકળા ખીલવ્યાં જ કરી છે. સ્તૂપમાંથી ઘુમ્મટોવાળાં દહેરાં થાય છે. ત્યાગમાર્ગીઓ અસ્થિમાંથી સ્મશાન ને સ્મશાનમાંથી શિવનાં બાણ પૂજે છે. જાવામાં હિંદનાં સંસ્થાન વસે છે. ત્યાં બુદ્ધ ભગવાન વિષ્ણુ જેવું, જગતના સંરક્ષણનું કામ, કરતા થઈ ગયા છે. એ અવલોકિતેશ્વરનું કરુણસાગર સ્વરૂપ ત્યાં ઘડાયું છે. સૌમ્ય, સાર્વભૌમ, પરમ કલ્યાણકારી, જ્ઞાનદાતા, શાંતિદાતા પ્રભુની આવી સુંદર મૂર્તિ એક વાર નજરે નિહાળો, અને ખાત્રી થશે કે શિલ્પાચાર્ય એ પણ બ્રહ્માના જ પુત્રો હતા. ત્યાગમાર્ગ પછી ભોગમાર્ગ આવે છે. 'સંસાર પ્રભુનો પ્રસાદ છે. એને પ્રસાદરૂપે આરોગો,' એમ ભોગમાર્ગવાળાનું કહેવું છે. હીનયાનમાંથી મહાયાન, શિવમાંથી વિષ્ણુ, વેદમાંથી ભાગવત એમ પ્રગતિ થયાં જ કરી છે. 'વિષ્ણુ ભગવાનકી જય' પોકારતા હોય એવાં ધજા, કળશ ને શિખરવાળાં હજારો મંદિરો ઊભાં થાય છે. મુસલમાન–ભાઈઓ આ મંદિર તોડે છે. જૈનો કંઈક કળથી, કંઈક ચતુરાઈથી પોતાનાં મંદિરો બચાવી લે છે. વળી, પ્રભુનો જય થાય છે! આર્ય શિલ્પકલા મસ્જિદોમાં, રોજામાં, પાદશાહી મહેલોમાં નવો અવતાર લે છે.

અને, મૂર્તિઓ પણ ઘડાતી જ જાય છે. બુદ્ધધર્મ જાપાનમાં જાય છે; ત્યાંની એક રાણી ફતવો કાઢે છે કે, 'મારાં રાજ્યનાં નગરોમાં અને વનોમાં શિલ્પીઓનાં ટાંકણાંના અવાજ ગાજી રહો !'

હિંદમાં પણ દેવીઓની, નટરાજની, શિવપાર્વતીની, સૂર્યની અને વિષ્ણુના અવતારો તથા તીર્થંકરોની મૂર્તિઓ ઘડાયે જાય છે.

સંસ્કૃતિ જાગતી રાખવા, જીવનનાં ઝરણ વહેતાં રાખવા, અને આધ્યાત્મિક વિકાસ સહસ્રદળ કમળની માફક સોળે કળાએ ખીલવવા આર્યાવર્તની કલાએ બાકી રાખી નથી.

હવે સાંચી તરફ એક છેલ્લી નજર નાંખી લો, અને આ વિષય પૂરો કરીશું.

બુદ્ધધર્મે જેમ આર્યાવર્તમાં જ સમાપ્ત કરી દીધો તેમ જન્મ પણ આર્યાવર્તમાંથી જ લીધો હતો. એણે જૂનામાં જે કાંઈ સારું હતું તેનો નાશ થવા દીધો નથી. સ્તૂપનો દક્ષિણ દરવાજો એણે કેમ પવિત્ર ગણ્યો ? મૃત્યુ પામેલાનો માર્ગ દક્ષિણાયન પથથી હતો તેથી. સ્તૂપ જેવડી દેવડીઓમાં હિંદુ રાજાઓ પોતાનાં પૂર્વજોનાં અસ્થિ એકએ પેઢી સુધી શ્રાદ્ધ સંપૂર્ણ થઈ જતાં સુધી રાખતા હતા. વળી યજ્ઞશાળાઓ, વેદીમંડપો રચાતાં. એમાંથી સ્તૂપ, પ્રદક્ષિણા-માર્ગ એટલે મેધી અને કઠેરા એટલે વેદિકા નામ પણ બુદ્ધધર્મમાં કાયમ રહ્યાં છે. પ્રથમ, ત્યાગી અને સંન્યાસી જેવા સ્તૂપો ગંભીર અને સાદા હતા. પછીથી એ શોભાયમાન બની, અલંકાર સજે છે. સ્તૂપો ઉપર સાગોળ દેવાય છે, અને રંગબેરંગી ચિત્રો દોરાય છે. કઠેરા અને દરવાજાનાં કોતરી કાઢેલાં ચિત્રો પર પણ, સાગોળ દેવાઈ રંગ ચઢાવવામાં આવ્યા હતા. અમરાવતીનો સ્તૂપ આજે પણ એવો છે. આ રંગો, ધજાઓ, પ્રદક્ષિણા ફરતાં તથા સ્તુતિ કરતાં સાધુ, સાધ્વી અને યાત્રાળુઓ નજર સમક્ષ ખડાં કરો ! વળી, જુઓ કે કોઈ ચર્ચા કરે છે, અને કોઈ અભ્યાસ કરે છે, અને કોઈ ધ્યાન કરે છે ! બધે

પવિત્રતાનું વાતાવરણ પ્રસરી રહ્યું છે! સેંકડો વર્ષ સુધી સાંચી-તીર્થ આવું રહ્યું હશે.

યુગે યુગે આદર્શ બદલાય છે. હિંદી પ્રજાના તમામ આદર્શોની પ્રાપ્તિ સુલભ કરાવવા, કવિઓ અને ધર્માચાર્યોની સાથે પૂર્ણ સહકારમાં જ કલાકારો રહ્યા હતા. એ બધાનું ધ્યાન એક જ આદર્શ તરફ રહેતું.

જનસમાજની કેળવણીનાં સ્થાન મંદિરો જ હતાં. ત્યાં જ સંગ્રહસ્થાન ને ત્યાં જ નેશનલ આર્ટ ગેલેરિયો (ચિત્રસંગ્રહ) બનતાં. ધર્મપ્રચાર એકલી બુદ્ધિને અસર કર્યાથી નહિ, પણ મન, બુદ્ધિ, અંતઃકરણ તથા તમામ ઇન્દ્રિયોના અનુભવોને અસર કરીને ધર્મપ્રચાર થતો હતો. આખા માણસને અસર કરવામાં આવતી, એના એકાદ ભાગને જ નહિ.

સાંચીની કલામાં સજીવારોપણ અને વૃત્તિમય ભાવાભાસના દોષ લાગે, પરંતુ એ કથાઓની પાછળ સૃષ્ટિ તમામ એક છે, એ ભાવ બતાવવાનો હેતુ હોય એમ લાગે છે. હિંદની કલા ધર્મ સાથે જ ભળેલી છે. એ ભાવનામય છે. તત્ત્વજ્ઞાનીઓના ન સમજાવી શકાય એવા સિદ્ધાંતોને સ્પષ્ટરૂપે રજૂ કરી જીવનમાં કેમ ઉતારવા એ એનું મુખ્ય કામ છે.

જીવન મલિન સંસારથી ઉચ્ચ ભૂમિકા પર લઈ જવું; સદાચાર, નીતિ અને પ્રભુપ્રાપ્તિના આનંદનો એને અનુભવ કરાવવો; કુદરત, મનુષ્યસ્વભાવ અને સૃષ્ટિના મહાન નિયમોના ભેદ એને સમજાવી મનુષ્યજીવનનું સાર્થક કરાવી આપવાના જ પ્રયત્નમાં, આર્યકલા—સંગીત, ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય એ તમામ—એક જ ધ્યેયથી, પ્રાચીન કાળથી આજદિન સુધી પ્રેરાયેલાં રહ્યાં છે. કવિઓ અને દ્રષ્ટાઓની જેમ મંદિરો બાંધનારા, કોતરકામ કરનારા, મૂર્તિ ઘડનારા

અને ચિત્ર ચીતરનારા પ્રભુ પાસેથી પ્રેરણા મેળવ્યા સિવાય કામ ન જ કરે એવી એમને આજ્ઞાઓ છે.

પરંતુ, આપણા કમનસીબે આપણી પોતાની કલાના ઉદ્દેશ આપણે જ સમજતા બંધ થઈ ગયા છીએ. આપણું આધ્યાત્મિક ધન ચોગરદમ વેરાયેલું પડયું છે. પણ, એનો વિનિમય–વિવેકસરનો ઉપયોગ–આપણે જ કરી શકતા નથી.

સ્વરાજ્ય એ આ યુગનો આદર્શ હતો, અને એને તો લગભગ આપણે પામી ચૂકયા છીએ. એનાં સ્વાધીનતા, આત્મજ્ઞાન અને આત્મવિકાસ એ અંગો છે. અનેક યુગે હિંદે જેમ જીર્ણોદ્ધાર કરી પુનર્જીવન રચ્યાં હતાં તેમ આ યુગમાં પણ મહાન એકીકરણ, સમન્વય કરવાની ક્રિયા ચાલી રહી છે. જુઓ, આપણાં ગમે તે સંપ્રદાયના મંદિરો ઉપર પૂર્ણ વિકસિત કમળ અને કમળ ઉપર કળશ જોવામાં આવે છે. એ જાણે એમ કહેતાં લાગે છે કે, જેમ કમળ ખીલ્યું છે તેમ તમારું જીવન સોળે કળાએ ખીલવો; નરના નારાયણ થાઓ, અને આ મંદિરમાં આવો. મંદિર તમને મનુષ્યરૂપી કમળ કેમ ખીલવવું એ શીખવશે. અને, એનું ફળ ? પૂર્ણ ખીલો એટલે આ કળશમાંનું અમૃત તમારું છે. નવચેતન પામી આપ પણ એ અમૃત પામો !

* * *

## ગયાજી

ગયાજીમાં બોધીવૃક્ષ તળે ધ્યાની બુદ્ધની જે મૂર્તિ હતી તે સંગ્રહસ્થાનમાંની ગુપ્ત સમયના ધ્યાની બુદ્ધ જેવી જ હતી. પરંતુ, હમણાં બર્મા અને જાપાની બૌદ્ધોએ એ મૂર્તિ ત્યાંથી ખસેડી નાખી છે. તેમ છતાં મંદિરની અંદરની મુખ્ય મૂર્તિ પણ જેવીતેવી નથી. જગતભરની શિલ્પકલાને હિંદની આ અમૂલ્ય ભેટ છે એમ ઉપર જણાવ્યું છે. એમાં સનાતન ધર્મના ભાવનાત્મક અવ્યકત આદર્શોને

આર્યમૂર્તિ બનાવનારાઓએ પ્રત્યક્ષ વ્યક્ત કરી બતાવ્યા છે. વિવેચકો કહે છે કે, જડ પથ્થરદ્વારા આટલું બધું દર્શાવવું એ જેવુંતેવું કામ નથી.

બુદ્ધધર્મ ભારતવર્ષની ભૂમિમાંથી જ ઉદ્ભવેલો હતો. વેદનાં પરમ સત્યો ભગવાન બુદ્ધે જીવનમાં ઊતાર્યાં હતાં. એ પરમ યોગી હતા, અને આત્માની બધી શક્તિઓ એકત્રિત કરીને એ મહાબળવાન બન્યા હતા. ધર્મબળ મેળવવાનો, ભારતવર્ષનો અસલથી એ જ આદર્શ છે :

'આ આત્મા વેદોના અધ્યયનથી પ્રાપ્ત થતો નથી. બુદ્ધિની ઝીણવટથી કે પુષ્કળ શ્રવણથી (એટલે અનેક વિષયોની માહિતી મેળવવાથી) પ્રાપ્ત થતો નથી. પણ, જે આત્માને જ વરે છે (એટલે કે એની જ પ્રાપ્તિ વાંછે છે) તેને જ તેની પ્રાપ્તિ થાય છે. તેવો જ આત્મા પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે.'

*

'આત્મદર્શી મૃત્યુને દેખતો નથી, રોગને દેખતો નથી, અથવા દુઃખને દેખતો નથી. નક્કી, આત્મદર્શી સર્વરૂપ આત્માને જ બધે દેખે છે. એ આત્મરૂપ થઈ સર્વરૂપ આત્માને પ્રાપ્ત થાય છે.'

*

'આ આત્માને પ્રાપ્ત કરી લેવાથી જ્ઞાનતૃપ્ત, જિતાત્મા, પ્રશાંત અને એકાગ્રચિત્ત થયેલા વિદ્વાન ઋષિઓ એ સર્વવ્યાપી આત્માને સર્વત્ર પામીને સર્વમાં પ્રવેશ કરે છે.'

ઉપર મુજબ શ્રુતિવચનો તો છે, પણ એ વાંચ્યાવિચાર્યા છતાં એનો ભાવાર્થ ન સમજાતો હોય તેમને મારી સલાહ છે કે, એઓએ ભગવાન બુદ્ધની એ પ્રશાંત, એકાગ્ર, ગંભીરમૂર્તિ જોવી; એથી તરત આત્મદર્શનનું બળ સમજાશે. અને, એ પણ સમજાશે કે, બુદ્ધ એ

સમયના કચરાને સાફ કરી, ધર્મજીવનમાં મહાન પરિવર્તન કરી, આખી પૃથ્વીભરમાં પોતાનો ધર્મ કેમ ફેલાવી શક્યા.

ગયાજીના એ પીપળા નીચે બુદ્ધ ભગવાનને જ્ઞાન થયું હતું. ગૌતમ બુદ્ધપદને ત્યાં પામ્યા હતા. એ સ્થળે, બોધીવૃક્ષની પાછળ ગુપ્ત સમયનું એક મંદિર પણ છે. એ મંદિરની અંદરની મૂર્તિ પણ ભવ્ય અને પ્રતાપી છે. મંદિર જુદી જ જાતનું છે. એમાં ગુફાઓ અને શિખર બંનેનું મિશ્રણ થયું છે.

ગયાજીની મહાસભા વખતે હું ત્યાં ગયો હતો. બુદ્ધગયાનાં દર્શન ખરેખર મેં બહુ જ ભાવથી કરેલાં. વળી, હું ત્યાં ઊભો ઊભો ભગવાનની મૂર્તિને જોતો હતો તે જ વખતે કેટલાંક બ્રહ્મી સ્ત્રી-પુરુષો ત્યાં યાત્રા અર્થે આવ્યાં હતાં. મોટી રંગબેરંગી મીણબત્તીઓ સળગાવીને, બોધીવૃક્ષ તળે મૂકીને, ઉચ્ચ સ્વરે તેઓ પાલીભાષામાં ભગવાનની સ્તુતિ કરવા લાગ્યાં. એ જોઈને મને લાગ્યું કે, બુદ્ધધર્મ ખરેખર જીવંત છે. સ્તુતિગાનથી બધું વાતાવરણ પવિત્ર થઈ ગયું હતું, અને તે વખતે જો કે સૂર્યાસ્તના લાલ રંગો વાદળમાં થયા હતા, છતાં ભારતવર્ષના ધર્મસંદેશનો અસ્ત કદાપિ નથી જ થવાનો એમ મારી એ સ્થળે ખાત્રી થઈ હતી.

## સારનાથ

સારનાથ કાશીથી માત્ર પાંચેક માઈલ દૂર હોવા છતાં કાશી જનાર યાત્રીઓ ઘણાખરા સારનાથ નથી જતા એ મોટી ભૂલ કરે છે. સારનાથથી ભગવાન બુધ્ધે ધર્મચક્રપરિવર્તન કર્યું હતું, એટલે કે ધર્મનાં પ્રચારની શરૂઆત કરી હતી. આ સ્થળ બૌદ્ધોને બહુપ્રિય છે. જાપાનીઓએ અત્રે સુવર્ણઘંટની ભેટ કરી છે, મઠ બાંધ્યો છે, અને સુંદર ચિત્રો દોરાવ્યાં છે. અત્રે પણ એક મોટો સ્તૂપ, મઠ અને વિદ્યાપીઠ હતાં. સરકારી શોધખોળ ખાતાએ આ

બધું સાફ કરી અભ્યાસગૃહ, મૂર્તિઓ,-રાચરચીલાં, સિક્કા વગેરે કાઢયાં છે, અને ત્યાં એક નાનું પણ સુંદર સંગ્રહસ્થાન બનાવ્યું છે.

સફેદ આરસની એક મોટી બુદ્ધની મૂર્તિ તેજપુંજવાળી સારનાથના બુદ્ધના નામથી પ્રસિદ્ધ થઈ છે, પરંતુ વધારે આકર્ષક તો સંગ્રહસ્થાનમાં એકઠાં કરેલાં બોધિસત્ત્વો કે બુદ્ધના અનેક અવતારોનાં નાનાં નાનાં પવિત્ર મુખારવિંદો છે. આ મુખારવિંદો આપણી હથેલી જેવડાં હશે, પણ એ મુખો પર જે સાત્ત્વિક ભાવ અને આનંદ છવાયેલો છે તેનું વર્ણન કરવું અશક્ય છે.

સંસારમાં હજારો સ્ત્રીપુરુષોને આપણે રોજ જોઈએ છીએ, પરંતુ એક લાખ મનુષ્યોમાંથી એકના પણ ચહેરા પર પેલા જડ પથ્થરના ચહેરા પર જેવું હાસ્ય છે તેવું તો કોઈ કાળે જોવા મળતું નથી.

લોકો ત્રિવિધ તાપથી પિડાયેલાં છે. કોઈને અંતરનું થોડું પણ સુખ મળેલું હોય તો મોં પર જણાય ને ? પણ, આ તો બધાં જાણે ઉદાસી અને રોતાં માલૂમ પડે છે. એ દુઃખરૂપી મહાવ્યાધિ મટાડવો હોય તો એક વાર સારનાથનાં પેલાં નાનાં નાનાં મુખારવિંદોનું દિવ્ય હાસ્ય જોઈ આવો એવી મારી વાંચનારને ખાસ સલાહ છે.

અજ્ઞાન, રોગ, જરા અને મૃત્યુથી ઘેરાયેલાંને નિર્વાણની શાંતિ અપાવવાનું મહાન કાર્ય સારનાથથી શરૂ થયું હતું તે પંદરસો વર્ષ ચાલ્યું. પૃથ્વી તે વખતે આપણી મુઠ્ઠીમાં હતી. પણ, સામ્રાજ્યો સ્થાપવા કરતાં કે વ્યાપાર વધારવા કરતાં, બુદ્ધ સાધુઓએ શાંતિ અને શાશ્વત સુખના પ્રચાર કરવાના દિગ્વિજયો સસાગરાપૃથ્વી પર કર્યા હતા.

સૈન્યો તો અહીંથી એ નીકળ્યાં હતાં, પણ તે પીળાં વસ્ત્રો પહેરેલા સાધુઓનાં હતાં.

## સુપારા

તક્ષશિલા, નાલંદા અને વલભીમાં વિદ્યાપીઠો હતી. તક્ષશિલા

અને નાલંદા તો આજે ખુલ્લાં કરવામાં આવ્યાં છે, અને ત્યાંની કલાસમૃદ્ધિ સંગ્રહસ્થાનોમાં મૂકવામાં આવી છે, પરંતુ વલભીપુરમાં એટલે વળામાં તો કાંઈ રહ્યું નથી, અને ખોદકામ કરવાની ત્યાંના ઠાકોરની શકિત નથી. બીજે બહુ સ્થળે સ્તૂપો પ્રસંગોપાત્ત નીકળી આવે છે. સુપારા, ગૂજરાત જ્યારે ગૂર્જર રાષ્ટ્ર હતું ત્યારે અને પછી પણ છેક સુલતાનોના સમય સુધી, ગૂજરાતનું દક્ષિણ છેડાનું બંદર હતું.

સુપારામાં હમણાં જ એક ઈંટોનો સ્તૂપ જડયો છે. એ ઈ. સ.ની બીજી સદીનો સંપૂર્ણ ઈંટોથી બાંધેલો છે. આ સ્તૂપ સો ફૂટ ઊંચો હશે. પાસે ચોથી અને પાંચમી સદીમાં બંધાયેલા બીજા પણ નાના નાના સ્તૂપોના અવશેષો છે. ત્યાંથી અમદાવાદના પહેલા સુલતાન અહમદશાહના વખતનો એક સિક્કો પણ હાથ આવ્યો છે. સ્તૂપના સ્થાનની આસપાસ બાર ફૂટ જાડો કોટ છે. એ પાછળથી થયેલો છે, અને એમાં હિંદુ મંદિરોના પથ્થરો વપરાયેલા છે. બહારથી તો કોટ સાદો છે, પણ અંદરના પથ્થરોમાં કોતરણી અને અલંકારવાળા ભાગેલા પથ્થરો મુકાયેલા છે.

સોપારામાંથી પહેલાં પણ અશોકના શિલાલેખના ભાગેલા પથ્થર જડયા હતા. તે હાલ મુંબાઈની રોયલ એશિયાટિક સોસાયટીમાં પડયા છે.

સોપારા આજકાલ તો નાનું ગામડું બની ગયું છે, અને મુંબઈ અગાડી એનો હિસાબ નથી, પરંતુ એની યે જાહોજલાલીના દહાડા હતા. પશ્ચિમઘાટના 'નાના' માર્ગે થઈને દક્ષિણનો માલ સોપારા આવતો, અને હમણાં કલ્યાણ અને વસઈ પાસે જે ઉલ્લાસ નદી વહે છે તે સોપારા પાસે આવીને દરિયામાં મળતી.

જે માન આજકાલ મુંબઈ ભોગવે છે તે સોપારા બંદર ભોગવતું, પરંતુ બારું પુરાઈ જવાથી સોપારાની મહત્તા ગઈ.

એનું જૂનું નામ સૂર્પારક હતું. તે એના સૂપડા જેવા ઘાટ ઉપરથી પડયું હતું. ગૂજરાત મહારાજ્યની દક્ષિણ સરહદ ત્યાંસુધી હતી.

## મૂર્તિઓ

ઋગવેદના સમયમાં અને પછી મૂર્તિઓ થતી હશે કે નહિ તે વિવાદનો વિષય છે. પરંતુ, સ્વ. ગોપીનાથ રાવે તો પોતાના મૂર્તિ-વિધાનનાં પ્રમાણભૂત ગણાતાં પુસ્તકોમાં લગભગ સિદ્ધ કર્યું છે કે, મૂર્તિઓ બનાવવામાં વેદકાળ કે સનાતન હિંદુધર્મના ઉન્નત સમયોમાં પણ કદી દોષ ગણવામાં આવ્યો નથી.

બુદ્ધે પોતાની મૂર્તિ ન બનાવવા સખ્ત હુકમો કાઢયા લાગે છે. તેથી સેંકડો વર્ષ પર્યંત બુદ્ધધર્મમાં ભગવાનની પોતાની મૂર્તિઓ કરવાની મનાઈ હતી. પરંતુ, ગાંધાર એટલે હાલના અફ્-ઘાનિસ્તાનમાં સુંદર મૂર્તિઓ બનતી. ત્યાં ગ્રીક થાણું હતું તેથી ત્યાં ગ્રીસની સંસ્કૃતિની અસર હતી. પ્રથમ બુદ્ધની મૂર્તિઓ ગાંધા-રમાં થઈ લાગે છે, પરંતુ પછી તો અશોક અને પછીના રાજા-ઓના સમયમાં, આર્ય શિલ્પીઓએ પણ એ મૂર્તિઓ અસંખ્ય બનાવી. ભારતવર્ષની ભાવનાઓ તથા આદર્શો એમાં એમણે બહુ કુશળતાથી મૂક્યાં. અશોકે બુદ્ધધર્મનો ફેલાવો પણ ખૂબ કર્યો. એમના પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રા તો સાધુસાધ્વી થયાં, અને ગયાજીના પીપળાના વૃક્ષની એક ડાળી લઈ જઈને છેક લંકામાં એમણે રોપી. ત્યાં એ ડાળીનું મોટું વૃક્ષ થયું. પછી તો બર્મા, ટિબેટ, નેપાળ, ભૂતાન, અફ્ઘાનિસ્તાન અને ખોતાન પર્યંત અને ચીન, કોરિયા, જાપાન, જાવા, સુમાત્રા અને બાલી બેટોથી ફિલિપાઈન બેટો સુધી બુદ્ધ ધર્મ ફેલાયો. આ કાર્ય ઈ. સ. ૭૦૦–૮૦૦ વર્ષ પર્યંત ચાલ્યું. પણ, પાછળથી અને બુદ્ધધર્મની સાથે સાથે તથા તે પહેલાં અને પછીથી છેક ઈ. સ. ૧૧૦૦–૧૨૦૦ સુધી હિંદુ સાધુઓ પણ હિંદુધર્મના પ્રચાર માટે હમેશાં પૂર્વના જાવા, સુમાત્રા અને બાલી

ટાપુઓમાં તો ગયા જ કર્યા છે. આંકોંગ અંકોરવાટ ઇત્યાદિ સ્થળોએ મોટાં મંદિરો અને સુંદર મૂર્તિઓ આર્ય શિલ્પશાસ્ત્રને અનુસરતી મળી છે. ત્યાં શિવગુરુ નામની અગત્સ્ય ઋષિની મોટી મૂર્તિ જડી છે. એ સિદ્ધ કરે છે કે, બુદ્ધધર્મ અસ્તિત્વમાં આવ્યો તે પહેલાં પણ વિંધ્યાચળને નમાવી, સમુદ્ર પી જઈને અગત્સ્યમુનિ પૂર્વના બેટોમાં ગયા હતા. 'પાછો આવીશ' એવું વચન આપ્યું હશે, પણ આવ્યા નહિ એટલે 'અગત્સ્યના વાયદા' એવી કહેવત પડી હશે. એમણે દ્રવિડ દેશમાં આર્યસંસ્કાર અને ધર્મ ફેલાવ્યો, અને ત્યાંથી સમુદ્રમાર્ગે મશાલાના બેટોમાં ગયા. લોપામુદ્રા એમની સ્ત્રી હતી તેને પાછળથી બોલાવી લીધી હોવા છતાં જાવા, સુમાત્રામાં વિશેષ સંબંધ બાંધવા ત્યાંની પણ બીજી સ્ત્રીને પોતે પરણ્યા હતા.

## જાવા–સુમાત્રા

ધર્મનો ફેલાવો કલા વગર થઈ શકતો નથી, તેથી જે જે સાધુઓ હિંદુસ્તાનથી ધર્મપ્રચાર અર્થે ગયા તેમાંના કેટલાક પોતે ચિત્રકારો, શિલ્પીઓ, મૂર્તિકારો કે લાકડા પર કોતરણી કરનારા હશે, અથવા એવાઓને સાધુઓ પોતાની સાથે લઈ ગયા હશે કે પાછળથી બોલાવ્યા હશે. સાધુ પોતે જેટલાં શિલ્પકામ કે ચિત્રો સાથે લઈ જવાય એટલાં લઈ જતા હશે. પાછળથી તો આ ઋષિ-મુનિઓને રાજ્યાશ્રમ પણ ખૂબ મળ્યા છે, અને એમના વંશજોને ગાદીઓ મળી છે. સંસ્કૃત ભાષા, સાહિત્ય, કાવ્યો, નાટકો, નૃત્યો ઇત્યાદિ ત્યાં પ્રસર્યાં છે, અને આપણાં મંદિરો, પૂજાઅર્ચાઓ અને કથાપુરાણો પણ ત્યાંની પ્રજાઓએ અપનાવ્યાં છે.

પરંતુ જાવા, સુમાત્રા, બાલી અને કામ્બોડિયા તથા ફિલિ-પાઈન પર હિંદુ સંસ્કારોની અસરો કેવી ઊંડી અને ભારે થઈ છે તે વિશે તો એક સ્વતંત્ર પુસ્તક લખાવવું જોઈએ ત્યારે પૂરો ખ્યાલ અપાય. ત્યાં બુદ્ધ, શિવ કે વિષ્ણુના ભેદ રહ્યા નથી. બુદ્ધશિવ તો

ત્યાંના એક રાજાનું નામ હતું. ત્યાંના વિષ્ણુ, અવલોકિતેશ્વર કે પ્રજ્ઞાપારમિતાની મૂર્તિ જુઓ એટલે અલક્ષ્યને તમે પણ લક્ષ્ય કરી શકશો.

પ્રભુ કેવા અલૌકિક, કેવા કરુણાળુ, કેવા સુંદર અને કેવા સમર્થ છે તે તો આ મૂર્તિઓની છબિઓ જોવાથી પણ સમજી શકશો એવી મારી ખાત્રી છે. એ મૂર્તિઓ બર્લિન અને બોસ્ટન વગેરે સ્થળે ગઈ છે; પણ એ તો સારું થયું છે, કારણ કે મેક્સ-મૂલર અને વિવેકાનંદે જે આપણી વકીલાત ધર્મ અને તત્વજ્ઞાનની મદદથી કરી હતી તેને આ મૂર્તિઓએ પોતાના કલાસામર્થ્યથી પશ્ચિમના વિચારકો માટે ટેકો આપ્યો છે.

# ગાંધાર—ખોતાન

પ્રાચીન ગાંધાર(કંદહાર)માંથી છેલ્લું છેલ્લું અમાનુલ્લાહના સમયમાં ઠીક પ્રમાણમાં ખોદકામ થયેલું છે. એમાં બૌદ્ધ સમયની અસંખ્ય ઐતિહાસિક વસ્તુઓ હાથ આવી છે. જૂના મઠો, સ્તૂપો, મૂર્તિઓ વગેરે જડયાં છે.

સર ઓરેલસ્ટિન તથા ડૉ. લીકોક વગેરેએ ચીનાઈ તુર્કસ્તાન તથા ખોતાન અને ગોબીના રણના તાકલા માકન વગેરે પ્રદેશોમાંથી એ સમયના મઠો શોધી ત્યાંથી પડદા, ચિત્રો, સિકકા, રાચરચીલાં ને મૂર્તિઓ પુષ્કળ પ્રમાણમાં મેળવ્યાં છે. અને, એ માર્ગે જ ચીના યાત્રાળુઓનો અને વણઝારનો જૂનો ધોરી રસ્તો હતો એમ સિદ્ધ થયું છે.

## અફઘાનીસ્તાનની આર્યતા

અફઘાનીસ્તાન ઋગવેદના સમયથી આર્યપ્રજાને જાણીતો હતો એનું પ્રાચીન નામ ગાંધાર હતું, અને કૌરવોની માતા ગાંધારી ત્યાંનાં હતાં.

બુદ્ધધર્મનો ઉદય પણ નહોતો થયો તે પહેલાં સોળ મહાજનપદો સુપ્રસિદ્ધ હતાં. તેમાં ગાંધાર અને કાંબોજ ગણાતાં હતાં. ગાંધારના એક ગામે ઈ. સ. પૂર્વે ૩૫૦માં સંસ્કૃત ભાષાના મહાન વ્યાકરણાચાર્ય પાણિનીને જન્મ આપ્યો હતો.

બુદ્ધ જાતક કથાઓમાંથી ઘણી વાતો અફઘાનીસ્તાનના પ્રદેશમાં બનેલી દર્શાવી છે.

તક્ષશિલા તો એક મોટી વિદ્યાપીઠ હતી, અને દૂર દૂરના મુલકોમાંથી ઉચ્ચ કેળવણીને માટે વિદ્યાર્થીઓ ત્યાં આવતા.

તક્ષશિલાના જગતપ્રસિદ્ધ વૈદરાજ પાસે વૈદક શીખવા મગધ દેશથી જીવક આવ્યાની કથા. પાલીમાં લખાયેલા 'વિનય પિટક'માં છે. એ જીવક તક્ષશિલાના સ્નાતક થયા બાદ અજાતશત્રુના રાજ-વૈદ થયા હતા, અને સકળ બુદ્ધસંઘના પણ એ સર્વમાન્ય વૈદરાજ બન્યા હતા.

કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં કાંબોજના ક્ષત્રિયોની શ્રેણીના સંઘને ગણાવે છે, અને કહે છે કે, સૌરાષ્ટ્ર અને કાંબોજના સંઘ લીછવી અને મલ્લ સંઘોથી જુદી જાતના છે લીછવી અને મલ્લો રાજાનું નામ રાખી રહ્યા છે. એ ઉપરથી લાગે છે કે, પાણિની અને કૌટિલ્યના સમય દરમિયાન કાંબોજમાં રાજાઓને બદલે ગણસત્તાક રાજ્ય થઈ ગયાં હશે.

અશોકના સમયમાં ગાંધાર, કાંબોજ અને યોન મૌર્ય સામ્રાજ્યની સરહદ પરનાં હતાં. અને તેના પર મૌર્ય સામ્રાજ્યની લાગવગ Sphere of influence સાધી હોય એવાં ગણાતાં.

એલેકઝાંડરની સવારી પછીના સમયનાં જે વૃતાંતો પ્રસિદ્ધ થયાં છે તેમાં ભારતવર્ષની સંસ્કૃતિ, સિન્ધુ નદીના ઉપલાણના પહાડોની પેલી પાર કેવી પ્રસરી હતી તે જોઈ શકાય છે. હિંદુકુશ પર્વતોમાં તે વખતે શશિગુપ્ત નામનો હિંદુ રાજા હતો, અને કુનાર, પાંજકોરા અને સ્વાત નદીઓની ખીણોમાં આસપાશીઓઈ અને આશાકાંસ નામની હિંદુ જાતિના લોકો રહેતા હતા. સિંધુ નદીની પશ્ચિમે પુષ્કરાવતી નામનું આપણું શહેર હતું.

ટોલેમી ઈ. સ. બીજી સદી સુધી ચાલતાં નદીઓનાં હિંદુ નામો સુવાસ્તુ અને ગવરી વિષે લખે છે. એ ગવરી અને સુવાસ્તુનું વર્ણન તો મહાભારતમાં પણ આવે છે.

ચંદ્રગુપ્ત મૌર્યે તો અફઘાનીસ્તાનનો ઘણો ભાગ સીકંદરના અવસાન પછી લઈ લીધેલો. સેલ્યુકસે એ પાછો લેવા ઘણા પ્રયત્નો કરેલા, પણ આખરે સેલ્યુકસને તો ચંદ્રગુપ્તને શરણે જવું પડયું હતું.

તક્ષશિલા તે વખતે રાજધાનીનું શહેર પણ બન્યું હતું. અશોકે પોતાના ધર્મ–મહામાત્રો અફઘાનીસ્તાન મોકલેલા તે યવનોના દેશમાં ગાંધાર અને કાંબોજમાં રહેતા હતા. અશોકની એ જીત ધર્મસ્થાપના અર્થે હતી. રાજ્યલાભને શાંત કરવા નહોતી.

એ વખતના લંકાના ઇતિહાસલેખકો લખે છે કે, થેરા મજ્જાંતિકા પીળાંવસ્ત્રથી શોભતા સાધુમંડળ સાથે કાસ્મીર અને ગાંધાર પધાર્યા હતા. એમણે ત્યાં બુદ્ધ ધર્મનો ઉપદેશ કર્યો હતો. આ હકીકત અશોકના શિલાલેખોમાંથી પણ સાબીત થાય છે.

હ્યુએન સંઘ સાતમી સદીમાં લખે છે કે, કપિસા (કાસ્મીરમાં) અશોકે સ્તૂપો બાંધ્યા હતા.

ઈ. સ. પૂર્વે ૨૦૬માં અશોકના મૃત્યુ પછી પચાસમે વર્ષે હિંદુકુશની દક્ષિણનો પ્રદેશ સુભાગસેન નામના હિંદુ રાજાના હાથમાં હતો. એણે સિરિયા સાથે સંધી કરેલી.

પછીના બેકટ્રીયન અને ઇન્ડોગ્રીક રાજાઓને સિક્કા ઉપર ગ્રીક સાથે ત્યાંની હિંદુપ્રજાની પ્રાકૃત અને ખારોષ્ટી ભાષા વાપરવી પડી હતી.

બીજા ઇન્ડોગ્રીક રાજાઓ પેન્ટેલિયોન અને આગાથોકલીસ થઈ ગયા. એમણે તો હિંદુસ્તાનના તે વખતના ચોખંડા ઘાટના સિક્કા પાડેલા, અને એના ઉપર હિંદની તે વખતની બ્રાહ્મી લિપિમાં

હરકતો લખેલા છે. એ પછીના ત્રાંબાના સિક્કા પર 'કાવિસિયે નગર દેવતા' એવું ખારોષ્ટી લિપિમાં લખેલું છે. એ ઉપરથી સમજાય છે કે, કપિસામાં પ્રાકૃત ભાષા બોલાતી હશે.

કુશાન રાજાઓના વખતમાં બુદ્ધધર્મ સિન્ધુની પશ્ચિમે અને મધ્ય એશિયા અને પૂર્વ એશિયામાં પ્રસર્યો. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓનું ફરી પાછું ત્યાં મિલન થયું. ઇરાની (જરસ્થુસ્ત), હિંદી અને ગ્રીક દેવદેવીઓની મૂર્તિઓનાં મિશ્રણ તે વખતના કનિષ્ક અને હુવિષ્ક સિક્કાઓ ઉપર જોઈએ છીએ અને, શિલ્પકલામાં તે વખતે હિંદુ ભાવનાઓ ગ્રીક પદ્ધતિથી બતાવનારી એક નવી ગાંધારકળા ઉત્પન્ન થઈ.

પરંતુ, તે વખતની હિંદુ શિલ્પકલા એટલી બધી જોરદાર હતી કે, ગાંધાર જેવી ગ્રીક શાસ્ત્રની રીતો ઘસાતી ગઈ, અને શુદ્ધ આર્ય શિલ્પશાસ્ત્ર સજીવન થયું.

ઇસુ ખ્રીસ્તના પહેલાં બુદ્ધધર્મ ઓકસસ નદીના પ્રદેશમાં પ્રસરી ગયો હતો યુહચીન દેશમાંથી એક ચીની એલચીએ અમુક બુદ્ધ ધર્મનાં પુસ્તકો ચીન મોકલ્યાનો ઈ. સ. પૂર્વે ૨નો ઉલ્લેખ છે. યુહચી એટલે અફઘાનીસ્તાન ઈ. સ. ૬૮માં જે બે બુદ્ધધર્મના મહાત્માઓ પહેલવહેલા ચીન ગયા એ કશ્યપ માતંગ અને ધર્મરત્ન અફઘાનીસ્તાનમાં ધર્મપ્રચારનું કામ કરતા હતા.

કનિષ્ક બુદ્ધ ધર્મથી મોહ પામ્યો હતો. એણે વસુમિત્ર અને અશ્વઘોષ જેવા મહાન બુદ્ધધર્મી વિદ્વાનોને રાજ્યઆશ્રય આપી બુદ્ધધર્મની મોટી સેવા કરી હતી. એણે સ્તૂપો અને વિહારો પણ ઘણા બંધાવ્યા હતા.

ખોદકામ કરતાં સ્તૂપોમાંથી જે અવશેષોની સોનારૂપાની પેટીઓ નીકળી છે, અને માટીનાં વાસણો મળ્યાં છે તેમાં બુદ્ધ-

ધર્મના અફઘાનીસ્તાનના દાતાઓનાં નામ પણ નીકળ્યાં છે. એ દાતાઓમાં એક ગ્રીક જિલ્લા અમલદાર થિયોડોરસ છે. વેશપાસીના ગવર્નર (સત્રપ) હોરામૂર્ત્ત કરીને છે. કાપીસીના સત્રપને એક પુત્ર છે. તે પોતાનું નામ આપવા ખુશી નથી. એના દાદાનું નામ રાહુલ છે.

આ યાદી ઉપરથી માત્ર ગરીબ ભક્તો અને સાધુઓ જ બુદ્ધ ધર્મ પાળતા હોય એમ નથી લાગતું. એમાં મોટા અમલદારો અને હિંદુ જાતિ સિવાયના પરદેશના પણ ઘણા ગૃહસ્થો છે.

બુદ્ધ ધર્મના પ્રચારની સાથે હિંદની ભાષાઓ અને તે વખતે જે લિપિમાં તે ભાષાઓ લખાતી હતી તે સુદ્ધાં પ્રચાર પામી છે.

મધ્ય એશિયાના ગોબીના રણ અને ટાકલા માકન જેવા રેતાળ પ્રદેશોમાંથી આધુનિક પુરાતત્ત્વવિદોને ગુપ્તલિપિમાં લખેલાં સંસ્કૃત હસ્તલિખિત પુસ્તકો હાથ લાગ્યાં છે. વળી, એ લિપિ પરથી ઉદ્ભવેલી કેટલીક સ્થાનિક લિપિઓમાં લખાયેલાં પ્રાકૃત અને ખારોષ્ટી પુસ્તકો પણ મળ્યાં છે. કાબુલ નદીની ઉપલાણની ખીણમાંથી જે અવશેષો હાથ લાગ્યા તેમાં કેટલાંક ભોજપત્ર પર લખાયેલાં પુસ્તકો પણ છે. અને, છેલ્લાં દોઢસોએક વર્ષથી સિક્કા પણ હજારોની સંખ્યામાં હાથ આવ્યા છે.

ઈ. સ.ની પહેલીબીજી સદીઓનાં જે લખાણો હાથ આવ્યાં છે તે હિંદુ પ્રાકૃતમાં લખાયેલાં છે. ખોતાનની ખારોષ્ટી ભાષા પણ લગભગ એ પ્રાકૃત જ ગણી શકાય એવી છે.

કુરમખીણના લેખોથી બુદ્ધના સારવસ્તી વાદીન સંપ્રદાય ત્યાં ચાલતા હશે એમ લાગે છે. એ પણ ખારોષ્ટી ભાષામાં છે.

સાતમી સદી સુધી હિંદુસ્તાનની પશ્ચિમ સરહદ સિંધુથી પણ ઘણે આઘે સુધી લંબાઈ હતી.

નવમી સદી સુધી નગરહાર ઉત્તરાપથનું અલંકાર ગણાતું; અને, નગરહાર એટલે જલાલાબાદ.

વાયવ્ય સરહદથી કાબુલ નદીને કિનારે કિનારે, હિંદુકુશ પર્વતની પેલી પાર, પશ્ચિમ એશિયાને મધ્ય એશિયા સાથે જોડનારો રાજમાર્ગ હતો. એ આખે રસ્તે અને નગરહાર કે જલાલાબાદના સપાટ પ્રદેશમાં એટલા બધા સ્તૂપો અને મઠોનાં ખંડેરો પડયાં છે કે, ગયાં સો વર્ષની શોધખોળ છતાં હજી નવેસરથી શોધખોળ કરવાને માટે ત્યાં પુષ્કળ અવકાશ છે.

જલાલાબાદથી પાંચ માઈલ દક્ષિણે હાડા કરીને એક ગામ છે. જ્યાં બુદ્ધની ખોપરીને સુરક્ષિત રાખેલી હતી એવું એક ઐતિહાસિક મંદિર ત્યાં હતું. હાલ પણ ત્યાં અસંખ્ય બાંધકામોના અવશેષો પડયા છે, અને ગાંધાર શિલ્પની મૂર્તિઓ અને કોતરકામનો પણ સુમાર નથી.

કાબુલના કોહીસ્તાન નામની જગાએ જૂનો રસ્તો હતો. ત્યાં એક બુદ્ધ નગરનાં અવશેષો પડયા છે. ત્યાં ખોદકામ કરતાં ત્રણ અર્ધગોળાર્ધ રંગભૂમિ જેવી જગાઓ નીકળી છે. એનાં નામ સેહતોપાન, કામારી અને શેવકી.

કપિશાની મનોરમ્ય ખીણમાં એક સુપ્રસિદ્ધ મઠ હતો. કનિષ્ક રાજાના વખતમાં ચીનના રાજ્યકેદીઓના પૈસાથી એ બંધાયો હતો. હ્યુએનસંગે વર્ણવેલાં એ સિવાયનાં બીજાં ધામો પણ હવે જડયાં છે.

હિંદુકુશના બરફનાં શિખરોનાં નીચે બામિયાન અદ્ધર લટકતું હોય એવું પુરાણું શહેર છે. એની એક બાજૂ હિંદુકુશ અને બીજી બાજૂ કોહિબાબાની પર્વતમાળા છે.

કાળના ઝપાટાની સામે થઈને અને મનુષ્યના ક્રૂર પ્રહારો

સદીને પર્વતોમાંથી કોતરી કાઢેલાં મંદિરો, ગુફાઓ અને મૂર્તિઓ ત્યાં આજદિન સુધી ટકી રહ્યાં છે.

હ્યુએનસંગના વખતથી આજદિન સુધીના બધા યાત્રાળુઓ એ ભવ્ય મૂર્તિઓ અને આશ્ચર્યકારક ગુફાઓથી મોહ પામેલા છે!

સત્તરમી સદીના છેવટના ભાગમાં અબુલ ફઝલે એ ગુફામંદિરોની સંખ્યા બાર હજારની ગણાવી છે.

ત્યાં સાધુઓ રહેતા. ઘણે ઠેકાણે બુદ્ધ અને બોધિસત્ત્વોની મૂર્તિઓના ગોખ છે, અને ઘણે ઠેકાણે હજી મૂર્તિઓ છે.

વિરાટકાય મૂર્તિઓ બે ઊભા અને ત્રણ બેઠાં સ્વરૂપોની છે. બે ઊભા મૂર્તિઓ પર સાગોળ દીધેલા હતા, અને રંગ પણ એવા કર્યા હતા કે, હ્યુએનસંગને તો એક મૂર્તિ સોનાની હોય એમ લાગેલું.

ગોખોની આસપાસ ચિત્રો પણ હતાં, પણ તે તો મોટે ભાગે ઘસાઈ ગયાં છે. પરંતુ ફ્રેન્ચ પુરાતત્ત્વ શોધકોએ કેટલાક ગોખની છેક પાછળનાં રહ્યાંસહ્યાં ચિત્રોની અતિશય શ્રમ લઈને જ અક્ષરશઃ રંગમાં નકલો કરી છે તે જોવા મળી શકે છે. ભગવાનને પ્રસાદ ધરાવવા આવેલાં દેવદેવી થાળો ધરીને ઊભાં છે. કેટલેક સ્થળે બુદ્ધો અને બોધિસત્ત્વો છે, ભાવિક દાતાઓ છે, અને યાત્રાળુઓ છે.

એક ટોળામાં ઈરાનના ચંદ્રદેવ ઘોડાના રથમાં બેસીને આવતા ચિતર્યા છે.

બુદ્ધ ધર્મનાં મધ્ય એશિયાની ચિત્રકલા અને અજંટાની ચિત્રકલાને જોડતી કોઈ સાંકળ જેવાં આ ચિત્રો લાગે છે, અને કલાવિવેચકોને એ અત્યંત રસ ઉત્પન્ન કરે એવાં છે.

બુદ્ધની પરિનિર્વાણુ એટલે મૃત્યુ સમયની એક મોટી મૂર્તિ પણ જડી છે. એ સ્થાનનો મમરસર્પ છે, અને એ મમરસર્પને

હઝરત અલીએ મારી નાખેલો છે એમ જે ત્યાંના મુસલમાનો કહેતા હતા તે હવે ખોટું ઠર્યું છે. હ્યુએનસંગે આજ પરિનિર્વાણની શાંત મૂર્ત્તિની સ્તુતિ કરેલી છે.

મોન્શયર ફ્રુશરે બામિયાનની પેલી પાર બલ્ખના પ્રાચીન સ્થળે અને અફઘાનીસ્તાનતુર્કસ્તાનનાં ખંડેરોમાંથી સ્તૂપો અને બીજા ઐતિહાસિક અવશેષો પુષ્કળ શોધી કાઢ્યા છે.

અફઘાનીસ્તાનમાં આવેલાં બુદ્ધ ધર્મનાં અસંખ્ય ખંડેરો ચોમેરદમ વેરાયેલાં છે, અને ઘણી જાતનાં છે. તેમ છતાં એના વિભાગ કરીએ તો સ્તૂપ અને વિહાર એમ બે જાતોમાં એને વહેંચી શકાય.

વિહારમાં સાધુઓ રહેતા, અને દેવોનાં મંદિરો પણ વિહારોમાં હતાં.

સ્તૂપો નીચેથી શણગારેલા હતા, અને સ્થંભો અને કમાનોથી તથા પ્રદક્ષિણામાર્ગથી શોભતા. પહેલાં જે પશ્ચિમના ગોરાઓએ આ સ્તૂપો વિષે શોધખોળ ચલાવી તેમને સ્તૂપોની છત્રી નીચેથી બુદ્ધના કે બુદ્ધ સાધુઓના અવશેષો સોનારૂપાની પેટીઓમાંથી મળ્યા હતા. એ પેટીઓ ઉપર કોઈ કોઈ સ્થળે હીરામાણેક પણ જડેલાં હતાં.

સ્તૂપો અને વિહારો ઉપરાંત જુદાજુદા સ્તંભો પણ સાંચી અને સારનાથ જેવા અફઘાનીસ્તાનનાં બુદ્ધધામોમાંથી મળ્યા છે.

કાબુલને અગ્નિ ખૂણે બે સ્તંભો જડયા છે. એકને ' મિનાર ચક્રી'ના નામથી ઓળખવામાં આવે છે. એટલે, સારનાથના સિંહો અને ધર્મચક્રવાળા સ્થંભ જેવો જ એ સ્થંભ મૂળમાં હોવો જોઈએ.

વિહારો ઘણે ભાગે પહાડોમાંથી કોતરી કાઢેલા છે, અને આપણી કાર્લી ગુફા અને અજંટાની ગુફાઓની જેવા જ છે. આવા

વિહારોના પ્રવેસદ્વારો પાસે કે પગથિયાંની આગળ પેલા સ્તંભો મુકાતા હતા.

બામિયાન, જલાલાબાદ અને કાબુલની સરહદમાં આવાં યાત્રાધામો પુષ્કળ હતાં. એથી એ પ્રદેશના લોકોને લાભ પણ પુષ્કળ થયો હતો.

ફાહિયાનની મુલાકાત વખતે ઉદ્યાન, ગાંધાર અને નગરહાર બહુ જ સમૃદ્ધ શહેરો હતાં, અને ત્યાં પૈસેટકે સુખી એવા ઘણા બુદ્ધ ધર્મના મઠો હતા.

પરદેશી યાત્રાળુઓને મન આ પ્રદેશ મગધ જેવી બીજી વિહારભૂમિ અને તીર્થક્ષેત્ર જેવો હતો. અહીં ભગવાનના ચાર મહાન તપોને દર્શાવતાં સોનારૂપાથી અલંકૃત ચાર ભવ્ય દેવળો હતાં. લોકો કહેતા કે, અશ્વઘોષે ગાંધારનો અર્થ સારા ચારિત્ર્યવાન એવો કર્યો છે. પાછળથી એ વચનો અશ્વઘોષનાં નથી, એમ માલમ પડયું તેમ છતાં લોકોની કલ્પનામાં રહેલું સત્ય તો બરાબર હતુ.

પરંતુ, 'સબદિન હોત ન એક સમાન'—બધા દિવસો એક સરખા જતા નથી. પાંચમીછઠ્ઠી સદીમાં હૂણ લોકો આવ્યા, અને અફઘાનીસ્તાન, ઈરાન અને હિંદુસ્તાન પર કાળો કેર વર્તાવ્યો.

ઈ. સ. ૮૯૦માં તોરુમાન હૂણ લોકોને હિંદુસ્તાન પર દોરી ગયો, અને એના અપકીર્તિ પામેલા પુત્ર મિહિરગુલને એની પછી દુષ્ટ કર્મો કરવા મૂકી ગયો.

કાશ્મીરના ઇતિહાસમાં એને 'ત્રિકોટિયા' એટલે ત્રણ કરોડ માણસોના ખૂની તરીકે ઓળખાવ્યો છે.

ઈ. સ. ૫૧૮થી ૫૨૨ સુધીમાં મહાન વુ વંશના ચીની રાજાઓના એલચી સોંગયુન અત્રે આવેલા. એમણે પરદેશો લૂંટીને હૂણ લોકોએ પોતાના નવાં વસાવેલાં સંસ્થાનો જાતે જોયાં છે. એ લખે

છે કે, ચાળીસ દેશો એ લોકોને ખંડણી આપતા, અને એમની રાજધાનીનું શહેર સોનારૂપાનાં શિખરોવાળાં મંદિરોથી શોભતું હતું.

આ હૂણોને બુદ્ધ ધર્મ પર શ્રદ્ધા નહોતી, અને પ્રાણીઓની હિંસા એ લોકો બહુ કરતા. આમ છતાં ગાંધાર પાંચમા સદીનાં છેવટના ભાગ સુધી શક્તિશાળી શહેર રહેલું, અને મહાયાનના બે મહાન પુરુષોને—આસંગ અને વસુબન્ધુ ભાઈઓને—એણે જન્મ આપેલો. ઉદયાન પણ બુદ્ધશાસન બરાબર મનાતું, અને ત્યાં પણ સ્તૂપો અને મંદિરો પાર વિનાનાં હતાં. રાજા બુદ્ધ ધર્મ પાળતો, સંપૂર્ણતા પ્રાપ્ત કરવા મથતો, અને તપ અને સંયમમાં ઘણો વખત ગાળતો હતો.

મિહિરગુલે આ ગાંધારનો નાશ કર્યો, અને એની કલા-કારીગીરી મારી નાખી.

પછી, છઠ્ઠીસાતમી સદીમાં અફઘાનીસ્તાન પર તુર્કસ્તાનનું રાજ્ય થયુ. એના વખતમાં બાઈઝેનટાઈન (તુર્ક), ઈરાન, હિંદુ અને ચીનની સંસ્કૃતિઓ મળી. અને સુધારાના પ્રચારમાં બધા દેશોને લાભ થયો.

જરથુસ્તનો—પારસીઓનો—ધર્મ અને નેસ્ટોરિયન ખ્રિસ્તી ધર્મ એ વખતે ચીન સુધી પ્રસર્યા.

તે વખતના તુર્ક સરદારોએ બુદ્ધ ધર્મ અંગીકાર કર્યો. ઈ. સ. ૬૨૬માં તુર્કોના સેનાધિપતિ શિહુકાગાને હિંદના બુદ્ધ સાધુ પ્રભાકર મિત્ર અને એમના શિષ્યો ચીન જતા હતા ત્યારે રસ્તામાં એ બધાનો પોતાને ત્યાં રાખીને અંતઃકરણપૂર્વક સત્કાર કર્યો.

ચાર વર્ષ પછી હ્યુએનસંગને પણ એણે એ જ રીતે માન આપ્યું હતું, અને હિંદ સુધીની એમની મુસાફરી સગવડભરી કરી આપી હતી. તે વખતે કારાકોરમથી ઈરાન સુધી અને ત્યાંના ભાગેલા સુપ્ર-

સિંદ લોઢાના દરવાજાઓથી હિંદુકુશ સુધીનો આખો પ્રદેશ (તોખારા પ્રદેશ) તુર્કસ્તાનના તાબાના સત્તાવીસ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાયલો હતો. આખો રસ્તો લાંબો અને ચોરડાકુના ભયથી બિન-સલામત છતાં જતાઆવતા બુદ્ધ સાધુઓને માટે શિફુકાગાન જેવા રાજ્યકર્તાઓની મદદથી એમની મુસાફરી સરળ અને સુખરૂપ થઈ શકતી હતી.

ઈ. સ. ૭૫૯ અને ૭૬૪ની વચ્ચે ચીનના યાત્રાળુ વુ કુંગ હિંદુસ્તાન પધાર્યા હતા. એમને કાશ્મીર અને કંદહારમાં બબ્બે મંદિરો બુદ્ધ ધર્મનાં બતાવવામાં આવેલાં. એ મંદિરો એક તુર્કરાજા-રાણી અને એમના કુંવરે બંધાવેલાં હતાં.

આ સમયમાં બુદ્ધ ધર્મ એ આખા પ્રદેશમાં ખૂબ પ્રસરેલો હતો, અને અતિશય વિકાસ પામ્યો હતો.

કુંડઝ પ્રદેશમાં બુદ્ધધર્મીઓ અદ્ભૂમતીમાં હતા. બલ્ખ રાજ્યમાં તે વખતે સો ઉપરાંત બુદ્ધમઠો હતા, અને ત્યાં ત્રણ હજાર સાધુઓ રહેતા.

ત્યાંનો નવો વિહાર કે નવ સંઘરામ સુપ્રસિદ્ધ હતો, અને આખા દેશને ગૌરવ અપાવતો ત્યાં ભગવાનનો એક દાંત, એક કુંડી અને સાવરણી સંગ્રહી રાખવામાં આવ્યાં હતાં. હિંદુકુશના ઉત્તરના પ્રદેશમાં આ મઠ તો સંસ્કૃતિના કેન્દ્ર સમાન હતો. ત્યાં બે સ્તૂપ હતા, અને શ્રદ્ધાળુ ભક્તો કહેતા કે, એ સ્તૂપો તો કશ્યપ બુદ્ધના સમયના છે.

હ્યુએનસંગે કહ્યું છે કે, બલ્ખની રાજધાનીનું શહેર તો મગધના રાજગૃહ જેવું બીજું રાજગૃહ હતું.

બલ્ખની દક્ષિણે બાઝનો મુલક આવ્યો હતો. ત્યાં દશ મઠો હતા, અને સરવાસ્તીવાદીના સંપ્રદાયના ત્રણસો સાધુઓ ત્યાં રહેતા.

બામિયાનમાં લોકત્તર પંથના હજારો સાધુ રહેતા, અને ત્યાં પણ દશ ઉપરાંત મઠો હતા.

ચીનના યાત્રાળુઓ પથ્થરમાં કોરી કાઢેલી બુદ્ધની ઊભી એ ભવ્ય મૂર્ત્તિઓનું વર્ણન કરે છે. બામિયાનમાં એ ઉપરાંત બુદ્ધની પરિનિર્વાણ સમયની પણ એક સૂતેલી મોટી મૂર્ત્તિ હતી.

અલ્ખના સુલતાન હર્ષવર્ધનની માફક દર ચચ્ચાર વર્ષે બુદ્ધ ધર્મની પરિષદ બોલાવતા, અને, તે વખતે પોતાની પાસે હોય એટલું બધું ધન ભિખ્ખુઓને દાનમાં વહેંચી દેતા, પણ પાછળથી એના અમલદારો એમાંની વધારે કિંમતી બાક્ષીસો છાનામાના પાછી લઈ આવતા હતા.

ઘોડા અને કેસરને માટે કપિશા પ્રસિદ્ધ હતું. ત્યાં સો મઠ હતા, અને છ હજાર સાધુઓ રહેતા. એ સાધુઓ મહાયાન પંથના હતા.

ત્યાંનો રાજા ક્ષત્રિય હતો. એ બુદ્ધ ધર્મ પાળતો, અને લાંપાક, નગરહાર અને ગાંધાર સુધી રાજ્ય કરતો. લાંપાકમાં પણ મહાયાન બુદ્ધધર્મના દશ વિહાર હતા.

મહાયાન બુદ્ધ ધર્મ જગુડામાં પણ પ્રસર્યો હતો. ત્યાંનું કેસર અને હિંગ પ્રસિદ્ધ હતાં. રાજા શ્રદ્ધાળુ બુદ્ધ હતો.

હુંપિયન પ્રદેશનો રાજા તુર્ક હતો, છતાં એ કટ્ટર બુદ્ધધર્મી હતો.

ઈ. સ. ૫૮૯થી ૬૧૮ સુધીમાં એક નરેન્દ્રયાશાસ મુનિએ સંસ્કૃતમાંથી મિત્રસંપુટ સૂત્રનું ચીની ભાષાંતર કર્યું છે. એમાં બોધિસત્ત્વોનાં પુનિત પગલાંથી જે જે દેશ પાવન થયા હતા તેનું વર્ણન છે. એમાં લખ્યું છે કે, ગાંધારમાં તાલીશામેઝુલો એટલે દર્શનજ્ઞાનમૂળ મુનિ રહે છે, અને કપિશા એટલે કાશ્મીરમાં કોગોની-ક્યુ એટલે કુંમકુંમ મુનિ બિરાજે છે!

પછીથી એક હેવજ્રતંત્ર ગ્રંથનો ઉલ્લેખ છે. એમાં બોધિસત્ત્વો,

પીઠો અને ઉપપીઠોનાં વૃત્તાંત છે. એમાં શ્રમણ લંપકે સંસ્કૃતમાંથી એક તાંત્રિક ગ્રંથનું ચીની ભાષામાં ભાષાંતર કર્યાની હકીકત આવે છે. એ યંત્રતંત્રવાળા ગ્રંથનું નામ 'ધરણીસ' હતું.

પૂર્વ હિંદ અને સિન્ધુની પેલી પારના મુલકો સાથે બહુ સારા સંબંધો તે વખતે હશે, એમ લાગે છે. ઇત્સીંગે તે વખતના પચાસ ઉપદેશકોનાં તો જીવનચરિત્રો આપ્યાં છે.

કાંગ એટલે સમરકંદના એક વતનીએ સાતમી સદીમાં ચીની એલચી સાથે મહાબોધિની જાત્રા કરી હતી.

મગધ તે વખતે તીર્થક્ષેત્ર હતું, અને તોખારીસ્તાનના લોકોએ ત્યાં એક પોતાના દેશના લોકો યાત્રાએ જાય ત્યારે ઊતરી શકે તે માટે એક મંદિર અને ધર્મશાળા બંધાવ્યાં હતાં. ઇત્સીંગના વખતમાં એ ધર્મશાળા અને મંદિર પૈસેટકે સદ્ધર હતાં, અને વ્યવસ્થા પણ સુંદર હતી.

કપિશા(કાશ્મીર)ના લોકોએ પણ મહાબોધિમાં પોતાના તરફથી એક મંદિર અને એક ધર્મશાળા બંધાવ્યાં હતાં. ત્યાં એકલા કાશ્મીરનાં નહિ, પણ ઉત્તર તરફનાં બધાં યાત્રાળુઓ ઊતરતાં.

અફઘાનીસ્તાનના પહાડી મુલકોમાં બુદ્ધ ધર્મ સિવાયના હિંદુસ્તાનના તે વખતના પ્રચલિત ધર્મો પણ પ્રસર્યા હતા.

એક ખારોષ્ટી ભાષાનો લેખ નીકળ્યો છે. તે મહારાજા ગુશાણ (બીજા કાડફીસીસ)ના સમયનો છે. એમાં ઉસમુજના પુત્ર મોઇકાએ એક શિવમંદિર સ્થાપેલું તેનું દાનપત્ર છે.

બીજા કાડફીસીસ અને વાસુદેવના સિક્કા ઉપર એક બાજૂ રાજા અને બીજી બાજૂ શિવ છે. તે ઉપરથી અફઘાનીસ્તાનના એ પરદેશી રાજકર્તાઓ ઉપર શિવધર્મનો કેટલો પ્રભાવ પડ્યો હશે તે જોઈ શકાય છે.

મિહિરગુલ પોતે બુદ્ધ ધર્મનો કટ્ટર વિરોધી હતો. પરંતુ એટલો જ શિવધર્મ માટે મરી ફીટતો હતો.

કાશ્મીરની રાજધાની શ્રીનગરમાં એણે શૈવ મંદિરો ઘણાં બાંધ્યાં હતાં.

હ્યુએનસંગ લખે છે કે, કપિશામાં જ્યારે વીસત્રીસ બુદ્ધ મંદિરો હશે ત્યારે હજારેક હિંદુ દેવસ્થાનો હતાં. દિગંબર જૈનો, પાશુપત શૈવો અને રુંઢમાળા પહેરનારા કાપાલિકો પણ ત્યાં હતા. એના કહેવા પ્રમાણે સંપક, નગરહાર, જગુદા અને દૂરના અંદબારનમાં અસંખ્ય બુદ્ધ મંદિરો હતાં.

હ્યુએનસંગના સમયમાં પાશુપત શૈવોનો પ્રાચીન સમયથી ઊતરી આવેલો એક હિંદુ ધર્મનો સંપ્રદાય હતો. એ મહેશ્વરો કહેવાતા, અને બનારસ એમનું મુખ્ય ધામ હતું.

ખોપરીઓની માળા પહેરનારા પણ શૈવો હતા. એ લોકો જોતાં કંટાળો ઊપજે એવા હતા. એમનું બીજું નામ કાપાલિકો ઊર્ફે કાળમુખા હતું.

સાતમી સદીની મધ્યમાં—હજી તો હ્યુએનસંગ હિંદમાં હતો તે દરમિયાન, મહમદ પેગંબર સાહેબને મદીના ગયાને પચાસેક વર્ષ ભાગ્યે થયાં હશે ત્યાં—સારાસેન મુસ્લિમો ધસારાબંધ અફઘાનીસ્તાન પર ચઢી આવ્યા. જોતજોતામાં સિરિયા, ઇજિપ્ત, મેસોપોટેમિયા અને ઈરાન સુદ્ધાં એમની આગળ હારી બેઠાં.

ઑકસસ નદીની દક્ષિણનો પ્રદેશ તે વખતે પશ્ચિમના તુર્કીના હાથમાં હતો. એમને ચીને હરાવ્યા. પણ, થોડી જ વારમાં ચીનાઓ પર ટિબેટવાસીઓએ હલ્લો કર્યો. અને એમને હાંકી કાઢ્યા.

આ અંધાધૂંધીનો લાભ આરબોએ લીધો. ઈ. સ. ૬૪૪થી ૬૫૬ સુધીમાં ખલીફ ઓરમાનના સમયમાં એક આરબસેના દક્ષિણ

દિશાએથી અફઘાનીસ્તાન પર ચડી આવી, અને ગીઝની, કાબુલ અને બીજાં સ્થળો કબજે કર્યાં. ઈ. સ. ૬૬૩–'૬૪માં એક બીજી સેના અરબસ્તાનથી આવી, અને એણે ઉત્તર દિશાએથી બલ્ખ પર હલ્લો કર્યો. નવવિહાર મઠ એમણે તોડયો, અને કુતુબબીન મુસ્લિમની સરદારી નીચે એક ત્રીજી સેના આવી. એણે આખી બલ્ખની પ્રજાને મુસલમાન ધર્મમાં વટલાવી દીધી.

નવવિહારમાં એક મધ્યસ્થ મંદિરની આસપાસ ત્રણસો નાના મંદિરો હતાં એમ આરબ લેખકોનું કહેવું છે. મંદિરનો પૂજારી બારમેક કહેવાતો. એ વંશપરંપરાથી પૂજારીનો હક્ક ભોગવતો આવ્યો હતો. એ મંદિરને મળેલાં ભૂમિદાન, ખેતરો અને ગામો વગેરે થઈને કુલ સાતસો ચાળીસ ચોરસ માઈલના વિસ્તારમાં પ્રસરેલાં હતા.

બુદ્ધ મંદિરો અને મૂર્તિઓના નાશ જોયા પછી બારમેકે (પૂજારીએ) ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો, અને સુપ્રસિદ્ધ હરુન–અલ-રશીદના સમયમાં એ જ બારમેકરના પુત્રો ઉચ્ચમાં ઉચ્ચ અધિકારની પદ્દી પર ચડી ગયા.

આઠમા સદીમાં સિંધુની પશ્ચિમ બાજુમાં સંસ્કૃતિનાં હિંદુ કેન્દ્રો મુસલમાનોએ તોડયાં. આરબ સરદાર કુતુબ ટાન્સ ઓકસ્સિયાના તરફ વિજયકૂચ કરતો ગયો ત્યારે મહમદ બીન કાસીમ બલુચીસ્તાનને ચીરીને સિંધુના નીચલાણના પ્રદેશને જીતી મુલતાનની ઉત્તર સુધી આવી પહોંચ્યો.

હિંદુ પ્રજા અથવા હિંદુ ધર્મોની અસર તળે આવેલા પંજાબ પાસેના લોકો અને અફઘાનોનાં નશીબ ફરી વળ્યાં. એમની દશા સુડી વચ્ચે સોપારી જેવી થઈ.

ખલીફ અલ મનસૂર(ઈ. સ. ૭૪૪થી ૭૭૫)ના સમયમાં બાનિયાનના રાજાઓ શેર કહેવાતા. એ પણ મુસલમાન ધર્મમાં

વટલાયા. છેવટે (ઈ. સ. ૮૧૩થી ૮૩૩માં) અબ્બાસ કુળના છેલ્લા ખલીફ મહાન મામુના સમયમાં કાબુલે પણ ધર્મપલટો કર્યો.

આટલા બધા ઘા પછી સિંધુની પેલે પાર ઉપલી બાજુના મુલકો પરની હિંદુ અસરો ધોવાઈ ગઈ હશે, એમ સ્વાભાવિક રીતે લાગે. પરંતુ, નવાઈની વાત છે કે, એમ નહોતું બન્યું.

ઈ. સ. ૭૫૩માં ચીનના પ્રતિનિધિમંડળમાં એક વુ કુંગ મહાશય આવ્યા હતા. એ લખે છે કે, કપિશાથી હું ગાંધાર રહ્યો એ દરમિયાન ઉદ્યાનમાં બે બુદ્ધ મઠો સલામત હતા. એકનું નામ સુખાવતી અને બીજાનું નામ પદ્માવતી. યુએનસંગે એના બખતમાં જે લખ્યું છે તેમાં અને હું જે વર્ણન કરું છું તેમાં ખાસ ફેરફાર કંઈ જ થયો નથી.

ચીનના તે સમયના સાહિત્યમાં કુભા એટલે કાબુલના એક શ્રમણનો ઉલ્લેખ છે. એમનું નામ પ્રજ્ઞા હતું. એમણે ઈ. સ. ૭૮૫ ને ૮૧૦ની વચમાં બુદ્ધધર્મનાં કેટલાંક પાઠ્ય પુસ્તકોનાં ચીની ભાષામાં ભાષાંતર કરેલાં છે.

પાલ રાજાઓના સમયનો એક લેખ ઈ. સ. નવમી સદીનો પ્રાપ્ત થયો છે. એમાં લખ્યું છે તેનો સાર એ છે કે, નગરહાર (મુલતાન)ના, બ્રાહ્મણ કુટુંબના સુપ્રસિદ્ધ સાધુ વીરદેવ પરાક્રમી છે. એમણે મહાબોધિની યાત્રા કરી છે. બંગાળાના રાજા દેવપાળે વીરદેવને નાલંદા વિહારના કુલપતિ નીમ્યા છે.

નવમી સદીની મધ્ય સુધીમાં બગદાદના ખલીફ આબાસીદેનું મહાન રાજ્ય ટગુમગુ થઈ રહ્યું હતું, અને આખરે પડ્યું.

એનાં ખંડેરમાંથી તુર્ક અને ઈરાની વંશનાં નવાં રાજ્યો ઊભાં થયાં. એમણે અફઘાનીસ્તાનના પહાડોમાંથી રહીસહી હિંદુ સંસ્કૃતિનો નાશ કર્યો.

ઈ. સ. ૮૭૧માં કાબુલનો બાદશાહ કાબુલશાહ કરીને હતો. એ જાતે તુર્ક હતો, પણ બુદ્ધધર્મ પાળતો. એના બાપદાદાના વખતથી એનું કુટુંબ તુર્કીશાહિયા કહેવાતું છેલ્લા શાહિયાનો પ્રધાન લાલિયા કરીને હતો. એણે બાદશાહને પદભ્રષ્ટ કર્યો, અને પોતે ગાદી પચાવી બેઠો. એ અને એના વંશજો હિંદુશાહિયા કહેવાતા. 'એ હિંદના હિંદુ શાહિયા.'

ઇતિહાસલેખકોએ આ હિંદુ શાહિયાઓનાં બહુ વખાણ કરેલાં છે. અને મિત્ર કે શત્રુ એકે અવાજે એમના ગુણોને લીધે એમને માન આપતા થયા હતા. એનો સુપ્રસિદ્ધ સ્થાપક લાલિયા એક બાજૂ દારાદો અને બીજી બાજૂ તુરુકશોની વચમાં સિંહ અને રીંછની વચ્ચે રહીને ટકી શકયો હોય, એવો બહાદુર ગણાયો છે.

એની રાજધાની ઘણા દુ:ખી રાજાઓનું આશ્રયસ્થાન હતું, અને ઉત્તરના બીજા રાજકર્તાઓ કરતાં એની કીર્તિ વધારે વ્યાપી હતી.

એનું રાજ્ય પણ પ્રમાણમાં વિશાળ હતું. ગાંધાર અને ઉદ્યાન ઉપરાંત પંજાબનો ઘણો પ્રદેશ એમાં સમાઈ જતો.

ચીનના વાયવ્ય પ્રદેશમાંથી એના એક વંશજના રાજ્યઅમલને વખતે ચીની બુદ્ધ સાધુ કિયે ત્રણસો સાધુ સાથે હિંદની યાત્રાએ આવ્યો હતો. એ કાંસુથી ગીલગીટની ખીણને રસ્તે આવેલો.

એણે કાસ્મીરની પશ્ચિમે ગાંધારને રસ્તે એક પહાડની યાત્રા કરેલી. જ્યાં પ્રાચીન કાળમાં બુદ્ધના એક અવતારમાં બોધિસત્ત્વે એક ભૂખી વાઘણને ભક્ષ મળે તે માટે પોતાનો દેહ અર્પણ કર્યો હતો.

આ હિંદુશાહિયાંનો છેલ્લો રાજા જયપાલનો પુત્ર આનન્દપાલ હતો. ગઝનીના તુર્ક સુલતાન સાથે એ વીર યોદ્ધાને શોભે એવી રીતે પોતાની સ્વતંત્રતા રાખવાની ખાતર લડયો હતો. વ્યાકરણ-શાસ્ત્રના અભ્યાસને એ ઉત્તેજન આપતો, અને એના કટ્ટા દુશ્મન

ગાયકવાડોના હાથીની ઝૂલો અને મેનાપાલખીઓ માટે રેશમી ઝૂલો અને ફૂમતાં ગૂંથતા હતા.

સંખેડાઆદલપુરનાં સાંઘામાંચી, બાજઠો, ઘોડિયાં, પારણાં, પાટો, ખુરશીઓ અને કોચટેબલો, એના વિધવિધ રંગો અને ભાતભાતનાં કાયમ ટકે એવાં મોહક ચિત્રામણોથી બહુ લોકપ્રિય હતાં. અમદાવાદમાં 'મજૂર મહાન ગાંધી હાટે' એમને બહુ પ્રસિદ્ધ કર્યાં, અને હવે તો મુંબઈ, કરાંચી અને અમદાવાદના ધનવાન લોકોનાં દીવાનખાનાંનાં એ શણગારરૂપ થઈ પડચાં છે.

મારા મિત્ર સ્વ. ઝવેરચંદ મેઘાણીને મેં અમદાવાદની ચાંલ્લાઓળના મંદિરોની કલાઓમાં નિપુણ એવા મોચી સ્ત્રીપુરુષોની મુલાકાત કરાવી હતી. એ ચામડાંની સુંદર કોતરણીવાળી ઢાલો બનાવતાં; રામણદીવા, મુગટો, નેત્રો, મોડ, મંદિરોના શિખર પરનાં કળશ પર સોનાના રસ દેવાનું કામ, તારાટપકી, માંડણ, માતાની આંગીઓ, એરીંગ, કુંડળો, રંગભૂમિના અલંકારો એવું એવું ઝીણુંમોટું આકર્ષક કામ આજ પણ એ લોકો કરે છે. એમને જોઈને આપણને લાગે કે, આપણાં કલાકારો રૂઢીચુસ્ત બિલકુલ નથી. જમાનાની બદલાતી ફેશનો એ સમજે છે, અને પ્રગતિમાન છે. તાબૂતના વાઘ બનાવવાનું કામ પણ એ જ લોકો કરે છે. એમનામાં ચિતારા, મીનાકારી કામ કરનાર સ્ત્રીપુરુષો અને સારી ભવાઈ કરનાર એકટરો પણ હતા. અને, એ ભવાઈ કે આ દેવકલાઓની સાધના પૂર્ણ ભક્તિભાવથી આજ સુધી ચાલે છે.

### કલામય વાતાવરણ

આમ એક કાળે આખું ગૂજરાત અને સમસ્ત હિંદ કલામાં તરતું હતું. બાળકો એ જ કલામય વાતાવરણમાં ઊછરતાં હતાં, અને રમતગમતથી માંડી દેવદર્શન સુધીનું તમામ કાર્યરસસામગ્રીથી ભરપૂર હતું. ગામડાં અને શહેરોની પોળોમાં પક્ષીઓ માટે સુંદર

પરબડીઓ બંધાતી, અને રમતગમત માટે ચોતરા થતા. ઓવારા, વાવો, ધર્મશાળાઓ, વાડીઓ અને બાગોબગીચાની રચના, હજી પણ મનોહર અને સંસારના તાપને શમાવનારી નથી એમ કોણ કહેશે?

હજી પણ ગૂજરાતનું કોઈ ગામ મંદિર વગરનું નથી. ઉત્તમ જળાશય કે નદીને કિનારે, ટેકરી ઉપર કે મેદાન વચ્ચે એ આવેલું હોય છે. પીપળો કે મેંદી કે તુળસી પણ છેવટે મંદિર પાસે હશે. મોર અને કબૂતરો બોલતાં હશે. બાળકોને રમવાનું, મોટાંને કથા-વાર્તાનું અને સૃષ્ટિસૌન્દર્યનાં પ્રેમીને એ શાન્તિનું સ્થાન હશે. કેળવણી, સંસ્કાર, સત્સંગ, સામાજિક ઉત્કર્ષ અને આધ્યાત્મિક આનંદવિનોદ, સૌસૌના પ્રમાણમાં, દરેક ગામનાં મંદિરોમાંથી હજી મળતાં હશે.

ઘુમ્મટવાળાં મંદિરો સ્તૂપોમાંથી થયાં હશે, પણ આપણાં મંદિરોનાં શિખરો તો છેક હિમાલય તરફની આર્ય જાતિના આપણા પૂર્વજોની શ્રદ્ધાભક્તિમાંથી ઉદ્ભવ્યાં છે. હિમાલયનાં એક પાછળ બીજાં, બીજાં પાછળ ત્રીજાં, એવાં અસંખ્ય ઊંચા ને ઊંચા થયે જ જતાં શિખરોનું સૂચન કરતાં હોય અને મેરુ કે કૈલાસની પવિત્રતાનું એ સ્મરણ કરાવતાં હોય એમ લાગે છે.*

પાછળથી ચક્રવર્તી મહારાજાઓના રથના ઘાટ શિખર અને ઘુમ્મટવાળા થયા હતા. આકાશમાર્ગે વિચરતાં દેવદેવીનાં વિમાનોનાં ઘાટ પણ રથો જેવા કલ્પાયા. ભક્તોએ વસાવેલાં નગરોમાં કે પ્રાણપ્રતિષ્ઠા કરેલાં સ્થાનકોમાં ઇષ્ટ દેવતા જાણે વિમાનોમાં કે રથમાં બેસીને આવતા એમ માની ભક્તજનોની વિનંતીથી એમણે એ વાહનો કાયમનાં તે તે સ્થળે રાખ્યાં. ફળદ્રૂપ ભેજાંવાળા, શ્રદ્ધાળુ લોકોની ઉપર પ્રમાણે માન્યતાઓ અનુસાર મંદિરો ઘડાયાં છે.

* હિંદની કલાના પરમ ભક્ત સ્વ. ઇ. બી. હાવેલનો ઉપર મુજબ મત છે. આખા હિમાલયની હિંદુકલા પર ખૂબ અસર છે એમ એમણે સિદ્ધ કર્યું છે.

રાજાઓ દુશ્મનોને હરાવતા અથવા નવા મુલકો જીતતા ત્યારે પોતાના ઇષ્ટ દેવતાનો જય થયો એમ માની તે તે પ્રસંગના સ્મરણમાં દેવળો સ્થપાતાં અને વિજયધ્વજ રોપાતા હતા. કોઈ ધનવાન માત્ર પુણ્યના વિચારથી પણ દેવાલય બંધાવતાં, અને રાજાઓ તથા ધનવાનો ન મળે તો મહાજનો મોટાં ઉઘરાણાં કરીને યજ્ઞયાગાદિ કરી તે સ્થળે કાયમનાં મંદિરો બંધાવી દેતા.

આમ, સમાજના આધ્યાત્મિક જીવનને પોષણ આપવાના શુભ અને પારમાર્થિક હેતુથી આપણાં મંદિરો બંધાયાં છે.

પાર્લામેન્ટ, કોર્ટ, સભાસ્થાન, રંગભૂમિ, સંગ્રહસ્થાન, ભોજનાલય, વ્યાયામવિદ્યાલય ઇત્યાદિ સંસ્થાઓની જરૂરિયાત મંદિરોએ પૂરી પાડી છે. કોઈ કોઈ મંદિરોમાં ગ્રંથસંગ્રહો પણ હતા, શાળા, પાઠશાળાઓ બેસતી. કોઈ વિદ્વાન આચાર્યો, છાત્રાલય અને ગુરુકુળો પણ મંદિરોને અંગે નભાવતા. એ બધું ફરી સજીવન નહિ થવાનું કંઈ કારણ નથી. ગામલોકોએ અને નગરજનોએ માત્ર પોતાના ભાગ્યવિધાતા પારકાંઓને બનાવ્યા હતા તે માત્ર પોતે પોતાને બનાવી દે એટલી જ વાર છે. નવી સરકાર પંચોને સજીવન કરવા માગે છે.

હજી પણ દીપમાળાઓમાં વર્ષમાં એક વાર તો દીવા બળે છે. વાદળોમાં જે વખતે સૂર્યાસ્તના રંગો શોભી રહે છે, અને ભૂરા આકાશમાં કોઈ કોઈ તારા ચળકે છે તે વખતે મંદિરોની નોબતના અને મધુર આરતીના અવાજ હું સાંભળું છું. મને આશા પડે છે કે, આ અભાગિયા દેશને ભગવાન પણ હવે સહાયભૂત થશે.

## અમદાવાદ

હવે આપણે શિલ્પ અને સ્થાપત્યના ઇતિહાસમાં પંદરમી સદીમાં પ્રવેશ કરવો પડશે. અમદાવાદ મ્યુનિસિપાલિટીનું સંગ્રહસ્થાન

ઝટ થઈ શકે તો છેક વેદકાળથી યે પહેલાં, મોહેન્જોડેરો અને હરાપ્પાથી માંડીને, આજ સુધીના અવશેષો, આપણે સાલવાર ગોઠવી શકીએ, અને ન ખૂટે તેટલા સાહિત્ય ઉપરથી–વૈદિક સમયના યજ્ઞયાગ અને આશ્રમો, નૈમિષારણ્ય અને હિમાલયનાં વનો ઇત્યાદિ મેળવીને એનાં ચિત્રો દોરાવીએ; વનોનાં સ્મરણો ઉપરથી લાંબી સ્તંભોની હારો ને હારોવાળાં મંદિરોના અને મંડપોના અવતાર કેમ થયા, એ બધું આખા હિન્દ અને હિન્દ બહારથી ચિત્રો કે નકલો મેળવીને ઐતિહાસિક ક્રમે ગોઠવીએ. એ ઉપરથી આપણો ધાર્મિક અને સાંસારિક ઇતિહાસ આખો નીકળી આવશે. હજી સુધી આપણે એ બરાબર જાણતા નથી. જાણીએ તો આજ ધર્મ છૂટો થઈ ગયો છે, અને જીવન છૂટાં થઈ ગયાં છે, તે એક કરી શકીએ. આપણાં જીવન ઉપર કલા કંઈ જ અસર કરતી નથી, એટલે આપણાં જીવન કદરૂપાં અને અસુંદર રહે છે. ધર્મ, કલા અને જીવનને પહેલાં હતાં એવાં આજે અરસપરસના બળને વધારનારાં કરી શકીએ, તો જ હિન્દ એક સંસ્કારી રાષ્ટ્ર બની શકશે.

આશાપુરી માતાએ હું ગયો હતો. છેલ્લાં સોએક વર્ષમાં મને લાગે છે કે, કલારસિકતામાં આપણે છેક જ જડ બની ગયાં હતાં. આશાપુરીને આશા અને પુરી એમ બે બેનો બનાવવી પડી છે. લાલસિંદૂરિયા રંગના એમના પર લપેડા કર્યા છે. કારણ કે, અરસિકોને રસની વાતો સમજાવવી અશક્ય થઈ પડી છે. ખેડા જિલ્લો જ જાણે બધો ઢેબરિયો સંઘ બની ગયો છે. એમના ખટરસ ભોજનમાં 'મેઠો' અને તીખો બે જ રસ રહ્યા છે, અને તે પણ મોં ભાગી નાખે એટલી ખાંડ નાખ્યા વગર કે મોંએ શિશકા બોલે એટલાં મરચાં નાખ્યા વગર સ્વાદ આવતા નથી. એવા સંજોગોમાં આશા પૂરનાર એક દેવી સમજવા કરતાં આશા અને પુરી એમ બે બેનોની પૂજાથી આપણી મનોકામનાઓ સિદ્ધ થશે એટલું કહીને પતાવવું પડયું છે.

પરન્તુ, પહેલાં છેક આવું નહોતું. એ જ મંદિરની એક ઓરડીમાં દેવીની જૂની મૂર્ત્તિ ખંડિત પડી છે. તે તો ઉદયશંકર અને સિમ્કી જેવાં શીવપાર્વતીનાં નૃત્ય કરે છે તેવી શંકરપાર્વતીની બહુ જ સુંદર મૂર્ત્તિ છે. હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં આના કરતાં લાવણ્યમાં કે તાલમયતામાં ચડી જાય એવી મૂર્ત્તિને મેં જોઈ નથી.

## સ્વસ્તિકનગર

ઈ. સ. ૧૪૧૨માં, પાટણની જ ઢબે સુલતાન અહમદશાહે અમદાવાદ વસાવ્યું. આર્ય વાસ્તુશાસ્ત્રના નિયમ અનુસાર સ્વસ્તિકના આકારની એની રચના કરવામાં આવી હતી. આશાવળ અને કર્ણાવતીનાં ખંડેરોમાંથી હજી અમદાવાદ વસ્યા પહેલાંની થોડી મૂર્તિઓ અને મંદિરોના અવશેષો મળે છે.

## અમદાવાદ પહેલાંની મૂર્તિઓ

કહેવાતા કરણમુક્તેશ્વર મહાદેવમાંથી સૂર્યની મૂર્તિ મળ્યાની હકીકત આગળ લખી છે. બીજી મૂર્તિ સંવત ૧૩૬૯ એટલે ઈ. સ. ૧૩૧૩ની મળી છે.

એ સુલતાન અહમદશાહે ઈ. સ. ૧૪૧૨–'૧૩માં જ પોતાની નિમાઝ માટે જે પહેલી મસ્જિદ ભદ્રમાં બાંધી તેમાંથી મળી છે. એ મસ્જિદ હાલની 'ગૂજરાત કલબ'ની બરાબર પશ્ચિમ દિશાએ હજી સારી હાલતમાં છે. પહેલાં ઘણું કરીને આ મૂર્તિમાં છે એ જ રાજાએ એ મંદિર બંધાવ્યું હશે. હજી સ્તંભો, કુંભો (એટલે ઘડા), કુંભમાં મુકાતાં એવાં પત્ર, પુષ્પ અને ઘસાઈ ગયેલી આકૃતિઓ એ મસ્જિદના સ્તંભો ઉપર જોઈ શકાય છે. અજમેરમાં પણ કોઈ આલીશાન હિંદુ મંદિર તોડીને અઢી દિવસમાં એને મસ્જિદના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યું હતું. તેવી જ રીતે મંદિરમાંથી તાકીદે આ મસ્જિદ કરી નાખવામાં આવી લાગે છે. એ મૂર્તિ અમદાવાદ

વસ્યા પહેલાં સો વર્ષની છે. ત્રીજી એક મૂર્તિ કાલીયમર્દનની છે. તે કારંજમાં હાલ જ્યાં સ્વ. સર ચીનુભાઈનું બાવલું છે તેની પાસે એક વાવ હતી તેમાં[illegible] નીકળેલી છે. એ મૂર્તિ વિક્ટોરિયા ગાર્ડનની પશ્ચિમ-ઉત્તરની બાજૂએ નદીકિનારે બ્રહ્મચારીની વાડી હસ્તકની પંચનાથ મહાદેવની જગ્યા છે તેમાં મૂકેલી છે.

## આશાવલ અને કર્ણાવતી

આશા ભીલનો ચોતરો અને એની પાસેના બૂરજો જડયા છે, અને બાજૂમાંથી નીકળેલી થોડી મૂર્તિઓ હાથ લાગી છે. સરદાર વલ્લભભાઈ પૂલ થયો ત્યારે પાલડી પાસેથી અને આજુબાજુથી થોડીક વિષ્ણુની, બ્રહ્માની, ગણુપતિની અને જૈન મૂર્તિઓ જડી છે. આશાવલ આસ્ટોડિયા દરવાજાથી કેલિકો મિલ સુધી હતું. માતરભવાની વાવ જે અસારવામાં છે તે પણ અમદાવાદ વસ્યા પહેલાંની છે. અને, કર્ણાવતી કોચરબ પાલડી છે ત્યાં હતું.

## અહમદશાહ

સુલતાન અહમદશાહના વખતમાં જે બીજું બાંધકામ થયું તે જમાલપુર દરવાજાની અંદર, પૂર્વ બાજૂ સો એક વાર દૂર, એક નાના નાના નક્કર મિનારાઓવાળી મસ્જિદ છે એ હતું. એ પણ હિંદુ મંદિર જ હતું. કોઈએ એની અંદર ગાય મારીને એને અભડાવ્યું. હિંદુઓએ ઘણું કરીને એ છોડી દીધું, એટલે તરત એ મંદિરને મસ્જિદના રૂપમાં ફેરવી દેવામાં આવ્યું. ત્રીજું મકાન બાબા આલમનો રોજો, જે હાલ ખાનપુર દરવાજાની અંદર ઉત્તર-પૂર્વ ખૂણે સોએક વારને છેટે આવેલો છે, તે છે. એની ધ્યાન ખેંચે એવી ખાસ રચનામાં એનાં ગોળ ગોળ છજાંઓ છે. બીજાંત્રીજાં બાંધકામ ઈ. સ. ૧૪૧૫-'૧૬ સુધીમાં થયાં. પછી, બાદશાહે પોતાને હાથે બંધાવેલી ખાસ મસ્જિદ તે જુમ્મા મસ્જિદ અને બાદશાહ અને રાણીના હજીરા.

## જુમ્મા મસ્જિદ

અમદાવાદની જુમ્મા મસ્જિદનું શાક માર્કેટ તરફનું દ્વાર (દક્ષિણ તરફનું) જોશો તો એનો ઘાટ પૂરેપૂરો હિંદુ ઢબનો લાગશે. અંદરનો એનો ચોક બહુ જ વિશાળ છે. બાંધકામની ભવ્યતા, કલામય રચના, સ્તંભોની હારોની હારો, ગોળ દરવાજા અને મુખ્ય દરવાજાની બે બાજુએ ઊંચા બે મિનારા (જેના દરવાજાની ઉપરની અગાશીઓ સુધીના ભાગ હજી આખા છે) એ બધું બહુ સરસ લાગે છે.

મિનારાની બાજૂની અને દરવાજાઓની અંદરની કમાનો તથા મુખ્ય સ્તંભો ઉપરની કોતરણી અને જાળીઓ ધ્યાન આપીને જોવાલાયક છે. જુમ્મા મસ્જિદને આટલા બધા થાંભલાઓની શી જરૂર હતી એમ કોઈ પૂછે, પરંતુ અરણ્યોમાં વૃક્ષોની ઘટાઓની નીચે ધર્મધ્યાન, યજ્ઞો અને પરિષદો થતાં હતાં, એની સ્મૃતિપરંપરા પથ્થરનાં દેવાલયો અને રોજા તથા મસ્જિદો સુધી ચાલુ રહી છે એ જ એનો જવાબ છે.

મુસલમાનભાઈઓનાં માનસ પર સમૂહપ્રાર્થનાની અને અરબસ્તાનનાં રેતીનાં વિશાળ રણોની ઉપર ભૂરા અનહદ આકાશની ગોળ કમાનની ઊંડી છાપ પડી છે. એમણે હિંદુ મંદિરોના ખાંચાખાંચાવાળા નાના દરવાજા કાઢીને એને બદલે અર્ધગોળ ઊંચી કમાનોના ઘાટ પસંદ કર્યા, એનો વિકાસ કર્યો, અને હજારો ભક્તો એકીસાથે ભેગા પ્રાર્થના કરી શકે તેને માટે વિશાળ ચોક કર્યા. આવું સ્થાપત્યના અમુક વિદ્વાનોનું કહેવું છે. જ્યારે બીજાઓ માને છે કે, કાર્લાની ગુફાઓમાં મોટી ગોળ કમાનો બે હજાર વર્ષ ઉપરની છે, અને ઇન્ડો સારસેનીક જેવું કોઈ નામ દરવાજાને કે બીજાં બાંધકામને અપાય એમ નથી.

આ મસ્જિદો પહેલાંનાં હિંદુ મંદિરોમાં અલંકારો અને આકૃતિઓ ઠસાઠસ ભરાઈ ગયાં હતાં. ઇસ્લામ ધર્મમાં સાદાઈ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે, તેથી અમદાવાદની કોતરણીમાં આછા પણ માત્ર શોભે એટલા જ શણગારો રખાયા, અને મનુષ્યાકૃતિઓ તો રાખવાનો ઇસ્લામ ધર્મમાં સખ્ત નિષેધ હોવાથી એમને કાળજીપૂર્વક દૂર કરવામાં આવી. મિનારા છેક ઈ. સ. ૧૮૨૦ સુધી હતા. ઈ. સ. ૧૮૨૦ના ધરતીકંપમાં એ અને શહેરના બીજા ઘણા મિનારા તૂટી પડ્યા.

જુમ્મા મસ્જિદના ટોડાઓની નીચેની બાજુઓએ અને આસપાસ ઝીણી અને મનોહર કોતરણી સુંદર છે. પૂર્વ દિશાના દરવાજા બહાર પહેલાં બાદશાહનો (એટલે સુલતાન અહમદશાહનો) રોજો અને કબર છે, અને પછી બજારની સામી બાજુએ રાણીનો હજીરો છે.

બાદશાહના હજીરાના દરવાજાની ઉપર હજી સરકારને ખર્ચે ટંકારખાનું વાગ્યા કરે છે. રોજાઓની જાળીઓ અને ઘુમ્મટ ઉત્તમ પ્રકારનાં છે. રાણીના હજીરામાં કાળા આરસના પથ્થરમાં ધોળા કીમતી પથ્થરોનું સુંદર જડિતકામ કરવામાં આવ્યું છે. રાણી સાથે બીજી રાણીઓ અને પોપટની પણ કબર છે. કબરો ઉપરની કોતરણી જોવાલાયક છે.

જુમ્મા મસ્જિદ ભવ્ય છતાં સુંદર છે. રૂપ અને લાવણ્યમાં એના જેવી મસ્જિદ (દિલ્હીઆગ્રાની પાછળથી થયેલી મસ્જિદો બાદ કરો તો) આખા હિંદુસ્તાનમાં નથી.

એની સુંદર કલા અને ચોકની વિશાળતાને લીધે મસ્જિદનું આખું વાતાવરણ પવિત્ર અને નિર્મળ બની રહ્યું છે. કોઈ સ્થળે બેડોળતા કે કર્કશતાનું નામ નથી. ટોડાઓની બહાર અને ઝરૂખા,

કમાનો, છતો, ગોખ અને જાળીઓમાં જે ઉત્તમ પ્રકારની કોતરણી છે તે ગૌરવ ઉત્પન્ન કરે તેવી છે.

અંદર સાંકળે બાંધેલા કળશનું સુંદર શિલ્પ છે. તે મૂળ હિંદુ કલ્પનામાં લક્ષ્મીજીને સ્નાન કરાવવા માટે બે શ્વેત હાથીની સૂંઢમાં લાવવામાં આવતો સુવર્ણકળશ હતો; પણ, અહીં એ ચિરાગ બન્યો છે. ઘણી મસ્જિદોમાં પાછળથી આવા ચિરાગવાળા ગોખલાઓ કોરાયા છે. ચિરાગની જ્યોત જેમ અંધકારને દૂર કરે છે તેમ ધર્મનાં સ્થાનો અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરો એવું સૂચન એમાંથી કોઈ કલાવિવેચકો કાઢે છે; પરન્તુ, ઇસ્લામ ધર્મમાં ઝાઝાં સૂચનો કે સંજ્ઞાઓને સ્થાન નથી. આ બધી સંજ્ઞાઓ, કમળો, કળશો, હાથીઓ, મગરો, કીર્તિમુખો, દીપ ઇત્યાદિના હિંદુ ઘાટોમાંથી વાંધા ભરેલા ભાગો કાઢી નાંખીને શોભા માટે શિલ્પીઓએ અહીં આણ્યાં છે. મસ્જિદો અને રોજાઓની જાળીઓમાં પશુપંખી ને મનુષ્યાકૃતિ લાવી શકાય નહિ ત્યારે ભૂમિતિના આકારો અને ખજૂરીનાં ઝાડોને કુશળ શિલ્પીઓએ લહેરે ચઢાવ્યાં છે.

મંદિરો, વૃક્ષો, વેલા અને ફૂલ તથા છોડવાના પ્રકારના ઘાટ ઘડીઘડીને તથા કાલ્પનિક કમળોની હજારો જાતો વિકસાવીને અમદાવાદના શિલ્પીઓએ નવી જ સૃષ્ટિ ઉપજાવી છે.

## શાહેઆલમ

શાહેઆલમ સુલતાનોના ગુરુ હતા. એમનો રોજો શહેરની દક્ષિણ દિશાએ છે. એ સુલતાનોના આખા સમયમાં પૂર્ણપણે વિકાસ પામેલી શિલ્પ અને સ્થાપત્યકલાની નોંધ જેવો છે.

અહમદશાહના સમયથી તે ઠેઠ મુગલ સમય સુધી એટલે પંદરમીથી અઢારમી સદી સુધી શાહઆલમનાં રોજામાં બાંધકામ થયાં જ કર્યાં છે. એનો મોટો ચોક અને ટાંકા, જુદી જુદી જાતની

કોતરેલી જાળીઓવાળું શાહઆલમની કબરવાળું મુખ્ય મકાન તથા ચોક નીચેનું મોટું ટાંકું એટલાં જૂના સુલતાનોના વખતનાં છે, અને ચોકની પૂર્વ બાજુના ઉતારા અને બહારના દરવાજા મોગલોના હાથમાં અમદાવાદ આવ્યું ત્યારપછીના છે. શાહઆલમ અહમદશાહના ગુરુ હતા. એ ઇસ્લામના ઓલિયા થઈ ગયા.

સરખેજના અહમદ ખટ્ટુ ગંજબક્ષ પણ ભલા અને પવિત્ર પુરુષ હતા. અમદાવાદના સુલતાનો એ ગુરુઓના ઉપદેશ પ્રમાણે ચાલતા.

**સરખેજ**

સરખેજ અને શાહઆલમના રોજાની જાળીઓ અત્યંત સુંદર છે. એનાથી મંદિરની અંદરનું ધાર્મિક વાતાવરણ અજબ ઊભું થાય છે! આંખફાડ અજવાળું ભક્તિરસને કે ધ્યાનને હરકત કરે છે, પરંતુ આ જાળીઓમાંથી જે નિર્મળ પ્રકાશ આવે છે તેનાથી જોઈતી હવા મળી રહે છે, અને તેજ ઓછું થઈ ગળાઈને આવે છે. પણ, ખ્રિસ્તી દેવળોમાં રંગીન આલેખનોવાળી કાચની બારીઓ રાખવામાં આવે છે એનાથી યે જેવું પ્રેરક ધાર્મિક વાતાવરણ નથી જામતું એવું આ જાળીઓથી જામે છે. જ્યારે સૂર્યોદય કે સૂર્યાસ્તના વાદળમાં રંગો જામે છે ત્યારે બે ઘડી બેસીએ તો હૃદય શાંત ભાવથી ઊભરાઈ જાય છે. એ શિલ્પકલાનો એવો પ્રતાપ છે. શાહઆલમ અને સરખેજના ઘુમ્મટો પણ ઊંચા ને ગોળ છે, અને તેની નીચે પણ ગંભીરતા અને શાંતિ રહે એવી ગોઠવણ કરવામાં આવી છે. ધ્યાન તથા એકાગ્રતાને માટે થોડું અંધારું જોઈએ, અને છતાં હવા રોકાય નહિ તે માટે ઘુમ્મટની બાજૂઓમાં સુંદર કોતરણીવાળી પથ્થરની જાળીઓ કરી છે. સરખેજ અને શાહઆલમ બન્ને સ્થળે

મુખ્ય ઘુમ્મટોમાં સ્તુતિ–પ્રાર્થનાના કલમાના શબ્દો ઘૂંટાય છે ત્યારે સાંભળનારના દિલ પર ભારે અસર કરે છે.

ટોડા કે મિનારા એ તો ખાસ અમદાવાદની જ બનાવટ છે. એવા ગોળ ઘાટના ટોડા બીજે ક્યાં યે જોવામાં આવતા નથી. એ ટોડા મૂળ કીર્તિસ્તંભ ઉપરથી થયા છે, અને કુતુબમિનાર કે ચિતોડના કીર્તિસ્તંભો સાથે એનો મુકાબલો કરી શકાય. પરંતુ, અમદાવાદમાં એ બબ્બેની જોડમાં ઊભા કરવામાં આવ્યા છે એ તો જરૂર એની વિશેષતા ગણી શકાય. પંદરમી અને સોળમી સદીમાં અમદાવાદમાં લગભગ એક હજાર રોજા અને મસ્જિદો હતાં, અને તેમાંથી બે હજારથી યે વધારે કીર્તિસ્તંભો ઊંચા ઊભીને ગગન સાથે વાતો કરતા હતા. મુલ્લાંઓ એની ઉપર ચડીને બાંગ પોકારતા, અને ઓરસના દિવસોમાં હિંદુમંદિરની દીપમાળાઓની જેમ આ ટોડાઓ રોશનીથી દેદીપ્યમાન બનતા હતા. આ બધાં બાંધકામ પથ્થરનાં થતાં, પણ સ્ટેશન પર વહોરા લોકોની એક મસ્જિદ, વાવ અને ભોંયરું છે, ત્યાંના ટોડા ઈંટોના બનાવીને બાંધકામની એક નવી જ અજાયબી આપણા સ્થપતિઓએ બતાવી છે. દૂધેશ્વર પર બીબી અચ્યુતકૂકીની મસ્જિદ જે હજી ઊભી છે તેને પથ્થરના બે નહિ પણ સાત ટોડા હતા.

ટોડાના ઘાટ, એની અંદરથી ઉપર જવાનાં પગથિયાં, ઝરૂખા અને ઉપર ચડ્યા પછી આસપાસનો દૂરદૂર સુધી જોવાતો દેખાવ એ બધી યોજના આનંદદાયક છે.

ખાસ કરીને વર્ષાઋતુમાં કુદરતનું અનુપમ દૃશ્ય શાહઆલમના ટોડાઓ ઉપરથી ચડીને મેં ઘણી વાર જોયું છે. માઈલો સુધીની લીલી જળજળ બંબાકાર ભૂમિ, પક્ષીઓનાં કિલ્લોલ અને આકાશના રંગો જોઈ ગુજરાતના સૃષ્ટિસૌંદર્યનાં મેં પેટ ભરીને દર્શન કર્યાં છે!

**ઝૂલતા ટોડા**

આ ટોડાઓ ઉપરની કોતરણી બહુ જ સુંદર હોય છે. ઘણા-

ખરા ટોડામાં એક હલાવીએ તો સામેનો પણ સ્પ્રીંગની માફક હાલે એવી કંઈક કરામત હોય છે. રાજપુરમાં એક ઝૂલતા ટોડાની મસ્જિદ કહેવાય છે. તેના ટોડા સૌથી સરસ હાલે છે. દિલ્હી દરવાજાને રસ્તે આર. સી. હાઈસ્કૂલની દક્ષિણ-પૂર્વે મુઆફીઝખાનની મસ્જિદ છે. તેના ટોડા ઉપરની કોતરણી હું ધારું છું કે, બધા ટોડાઓ કરતાં ઉત્તમ છે. એ ટોડાઓ પણ હાલે છે.

મુઆફીઝખાન મહમદ બેગડાનો ફોજદાર હતો, અને એ વખતના ફોજદાર એટલે સેનાધિપતિ-ટોડા-મસ્જિદોનાં બાંધકામ લગભગ સો વર્ષ સુધી. આખી સોળમી સદી દરમિયાન ખીલ્યાં. ત્યારપછીના સમયના મુઆફીઝખાનની મસ્જિદના ટોડા હોવાથી, એની કોતરણી ઉત્તમ પ્રકારની હોય એમાં નવાઈ નથી. જવાહરલાલ નેહરુને અમદાવાદ મ્યુનિસિપાલિટીએ માનપત્ર આપ્યું ત્યારે માનપત્ર મૂકવાની એક સુંદર પેટી અમે બનાવેલી; તેના ઉપર રૂપાની જાળીનો નમૂનો મુઆફીઝખાનની મસ્જિદની એક જાળી ઉપરથી અમે કરાવરાવ્યો હતો. પંડિત જવાહરલાલ એ ચીજથી બહુ ખુશ થયા હતા, અને અમદાવાદને પોતાની સુંદર કલાની કદર કરવા, અને ભવિષ્યને માટે શહેરની એક આદર્શમૂર્તિ ઘડી રાખવા ભલામણ કરી હતી.

સરખેજમાં મહમદબેગડા—જેણે ચાંપાનેર અને ગિરનારના બે ગઢ જીત્યા તેથી, અથવા લાંબાં શીંગડાંવાળા વેગડા બળદની માફક એને બે બાજૂએ મોટી મૂછો હતી, તેથી તેને બેગડો કહેવામાં આવતો—અને એની રાણીઓની કબરો છે; પરંતુ, વચલા મુખ્ય ભાગમાં શેખ અહમદ ખટ્ટુની કબર છે. તીર્થ સંતને લીધે થયું છે, રાજાને લીધે નથી થયું. શેખની કબર પાસે બહાર એક મંડપ છે, અને કબર ઉપર મોટો ઊંચો ઘુમ્મટ છે. આ ઘુમ્મટની અંદરની હવા તથા થોડું અજવાળું આવવાની જાળીઓ જોવાલાયક છે.

સરખેજની મસ્જિદ, કબરો ઉપરનું કોતરકામ, જાળીઓ, તળાવના ઓવારા, અને પશ્ચિમ બાજુએ ભાંગેલાં પડેલાં મહમદ બેગડાના મહેલનાં ખંડેરો જોવાલાયક છે.

## શિલ્પીઓનો પ્રેમ

અમદાવાદના શિલ્પીઓનો કોતરણી ઉપરનો પ્રેમ કંઈ અદ્ભુત છે! દેશમાં ધન અને ધાન્ય પુષ્કળ હશે એમ લાગે છે, અને જીવનકલહની મારામારી પણ ઝાઝી નહિ હોય. ફુરસદ તો કલાકારોને હશે જ, અને હાલના કોન્ટ્રાક્ટરોની માફક અમુક વખતમાં આટલું કામ કરી આપવાની વેપારી શરતો નહિ હોય. કલા ખીલવવાને માટે જીવનમાં નિરાંત અને સાત્ત્વિક આરામની જરૂર પડે છે. સુલતાનો, રાજદરબારીઓ અને ધનવાનો કલાને અતિશય ચહાતા હશે, અને કલાકારોને ઉત્તેજન આપતા હશે. ધનસંચય કરતાં પુણ્યદાનમાં ધન ખર્ચવું એ હિંદુ અને મુસલમાનો બન્નેનો સ્વભાવ હશે. અને, અમદાવાદના સુલતાનો અને સંતો એ તો પરદેશીઓ નહિ, પણ અહીંના જ હતા. સુલતાનોનું ત્રણ ચતુર્થાંશ લોહી હિંદુ હતું.

અમદાવાદના શિલ્પીઓના હાથ જ જાણે કોઈ ઠેકાણે નિરાંત વાળીને બેઠા નથી. જ્યાં જુઓ ત્યાં એણે રૂપ, રૂપ ને રૂપ જ ઊભાં કર્યાં છે! તળાવમાં પાણી આવવાનાં કે જવાનાં ગરનાળાં, સરખેજના તળાવ પર કે કાંકરિયા તળાવ પર તમે જોજો! ત્યાં કોણ નજર કરવા જવાનું હતું? છતાં, કોઈ જુએ કે ન જુએ, પણ બધે એ સૌંદર્યના ઉપાસકોએ સૌંદર્ય સરજ્યા જ કર્યાં છે! કવિને કવિતા કરવામાં જ આનંદ આવે છે. કોઈ એની કવિતા સાંભળશે કે નહિ સાંભળે, એનો એને ક્યાં વિચાર કે પરવા હોય છે? કોયલ વસંતઋતુ આવે ત્યારથી ઉલ્લાસમાં આવી 'કુહૂ' 'કુહૂ' કર્યા જ

કરે છે. પ્રાણિશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે પક્ષીઓનાં ગીત માદાઓને બોલાવવા માટે હોય છે. પણ, મને લાગે છે કે સૃષ્ટિમાં જે જે સતત આનંદ વહ્યા કરે છે તેનાથી પંડિતો બેખબર છે; નહિ તો માત્ર વિષયવાસનામાં તે પક્ષીઓનાં ગીત સમાપ્ત થતાં હોઈ શકે ? તદ્દન કારણ વગર એકલાં કે સાથે સાથે ઘણાંએ પક્ષીઓ મધુર ગીતો ગાવાની ખાતર ગાય છે. આ અમદાવાદના શિલ્પીઓ પણ પેલાં પક્ષીઓ જેવા અથવા કેવળ નિજાનંદ માટે કવિતાઓ ગાનાર કવિઓ જેવા છે.

## કાંકરિયું

અહમદશાહે અમદાવાદમાં અને ગૂજરાતમાં શિલ્પસ્થાપત્યને ખૂબ આદર આપ્યો, અને ધીમેધીમે એ બન્ને કલાઓ પંદર અને સોળમી સદી સુધીમાં તો સફાઈ અને સૌંદર્યમાં ઘણી જ સુધરતી ગઈ. કુતુબુદ્દીને હોજે કુતુબ અથવા કાંકરિયું તળાવ બંધાવ્યું. એનાં સમાંતર સરખી ઘણી બાજુઓવાળાં પગથિયાં અને મંડપો અદ્વિતીય છે. કાંકરિયું તો મારું મંદિર છે. જીવનમાં ઘણાં ઉત્તમ વિચારો મેં ત્યાં કર્યાં છે.

મહમદ બેગડાના વખતનાં કામ અગાઉના કરતાં ચઢિયાતાં છે. એના જેવો શિલ્પવિદ્યાનો ભક્ત તો એ સમયમાં કોઈ થયો નથી.

## સિપ્રી

આસ્ટોડિયા દરવાજા પાસે આવેલી રાણી સિપ્રીની મસ્જિદ અતિ નાજુક અને સુંદર છે. એના ટોડા નાના અને નક્કર છે. આની કોતરણી બહુ જ ઝીણી અને મનોહર છે. એ મકાનની આખી રચના જ એવી ખૂબસુરત અને નાજુક છે કે, અત્યારે જગતભરનાં સુંદર મકાનોમાં એની ગણત્રી થાય છે.

## મહંમદ બેગડા

સારંગપુરની રાણીની મસ્જિદ, મિરઝાપુરની રાણી રૂપમતીની અતિરૂપવતી મસ્જિદ અને સિપ્રીની મસ્જિદ એ ત્રણે મહમદ બેગડાના સમયની છે. મુઆફીઝખાનનું વર્ણન આગળ કર્યું છે. સરખેજ, સિપ્રી, રૂપમતી એ બધાંની કોતરણી અને ઘાટ બહુ જ પ્રમાણસર અને ઉચ્ચ પ્રકારના છે.

આ ઉપરાંત મહેમદાવાદનો ભમ્મરિયો કૂવો, અમદાવાદ અસારવા સ્ટેશન પરની દાદાહરિની વાવ, મહેમદાવાદનાં રોજારોજી અને ચાંપાનેરની મસ્જિદ કલાપ્રેમીઓએ અને વિદ્યાર્થીઓએ બહુ ધ્યાન આપીને જોવાં જોઈએ.

## લાલદરવાજાની જાળીઓ

લાલદરવાજા પાસેની સીદી (શહીદ) સૈયદની મસ્જિદની જાળીઓ જગવિખ્યાત છે. દુનિયામાં એ અજોડ છે. અમદાવાદના શિલ્પીઓએ આ જાળીઓ કોતર્યા પછી જીવન પરિપૂર્ણ થયું એમ માન્યું હશે. એમની કલા પણ સહસ્રદળકમળની માફક આ સ્થળે ખીલી છે. મહાન કલાને ટીકાકારોની કે વિવેચકોની જરૂર નથી. આ જાળીઓ બાળક કે વૃદ્ધ, પંડિત કે મૂર્ખ ગમે તે જુએ. સૌ સૌના ગજા પ્રમાણે એને વખાણશે. બધાં એનાથી મુગ્ધ થશે, અને આનંદ પામશે.

'રૂપમ'ના વિખ્યાત તંત્રી શ્રીયુત અર્ધેન્દ્રકુમાર ગંગુલીને આ જાળીઓ બતાવવામાં આવી ત્યારે એ કહે, 'મેં આનાં ઘણાં ફોટોગ્રાફો અને ચિત્રો જોયાં હતાં, પરંતુ આ ખરી જાળીઓ જોતાં એની સર્વોત્કૃષ્ટતાનો જેવો ખ્યાલ આવે છે એવો મને અત્યાર સુધી આવ્યો ન હતો.'

અમદાવાદના શિલ્પીઓથી જ્યારે મનુષ્યાકૃતિ કે દેવદેવીઓની પ્રતિમામાં પોતાના હૃદયના ભાવો ના દર્શાવી શકાયા ત્યારે એમણે પોતાની દિવ્ય કલ્પનાશક્તિ અને પ્રતિભા ભવનોના ઘડાવમાં, જાળીઓની ઉત્કૃષ્ટતામાં, બારીઓ અને ગોખોની શોભામાં અને ફૂલપાનનાં લાવણ્ય કોતરવામાં બતાવી. ભૂમિતિના આકારોમાં એમણે તરેહતરેહની અસંખ્ય રચનાઓ રચી, અને જ્યારે સજીવ સૃષ્ટિને એ નાચ ન નચાવી શક્યા ત્યારે ભૂમિતિની આકૃતિઓને એમણે નૃત્ય રમાડયાં, અને રાસ રચાવ્યા. એક રસમીમાંસક લખે છે :

'અમદાવાદની જાળીઓ અને કોતરણીમાં ભૂમિતિની આકૃતિઓ આવેશભરી અને મસ્ત બનેલી છે, અને એ જાણે ઘેલી બનીને નાચતી હોય એમ લાગે છે !'

આ જાળીઓ પાસે મેં ઘણો વખત ગાળ્યો છે. પણ, એ સૌંદર્યનું અમૃત પીતાં હું હજી સુધી ધરાયો નથી. પંચાવન વર્ષથી હું એને જોયા કરું છું, પણ હજી જોવાનું મન થયાં જ કરે છે. જાળીઓની આગળનું બાંધકામ પણ પ્રમાણબદ્ધ, આછા અલંકારોવાળું અને વહેતી આકૃતિઓવાળું છે. કાલ્પનિક રસિલાં વૃક્ષો છે, અને કંદોરા તથા કિનારીઓ પણ સુંદર છે. આની સાંનિધ્યમાં સંધ્યાકાળે જ્યારે સૂર્યાસ્તના રંગો પશ્ચિમને રંગી દે છે ત્યારે જાળીઓમાંથી આકાશ જોવું એ સ્વર્ગીય સુખનો અનુભવ કરવા જેવું છે !

**અડાળજ**

દાદાહરિની વાવ કરતાં ત્રણચારગણી સરસ એવી અડાળજની વાવ છે. અમદાવાદથી ખોરજખોડિયાર સ્ટેશને થઈને અડાળજ જવાય છે. ખોડિયારથી એ ત્રણેક માઈલ દૂર છે. ગરમ દેશોમાં મુસાફરોનાં સુખને માટે આવી વિશાળ, શીતળ અને કોતરણી તથા

બાંધકામની શોભાથી આનંદદાયક વાવો બાંધવાનું પુણ્યકાર્ય આપણા દેશ સિવાય બીજે ક્યાં ય થતું હોય એમ જાણવામાં નથી. ગૂજરાતનાં ઘણાં ગામોમાં વણઝારા લોકોએ વાવો બંધાવ્યાની દંતકથાઓ છે.

અડાળજની વાવના ઝરૂખા, બેઠકો, દાદરા એ બધું જોવાલાયક છે. વાવ અધૂરી રહી છે, છતાં છે એ કામ ખૂબ મનોરમ્ય, સુરુચિવાળું અને સંપૂર્ણ. એ ગામ પણ પ્રાચીન છે, અને ખોદકામ કરતાં અત્યારના કરતાં ત્રણચારગણી મોટી ઈંટો નીકળે છે.

**મુગલ સમય**

જમાલપુર દરવાજા બહાર બાબા લુલુઈની મસ્જિદ અને શાહીબાગમાં ચિસ્તીની મસ્જિદ તથા નદીકિનારા પરનો રોજો જોવાલાયક છે. આ બધાંમાં મુખ્ય કારીગરી લગભગ એક જાતની છે, છતાં ઝીણી વિગતોમાં કેટલાક ફેરફારો હોય છે. દૂધેશ્વર પાસેના અચ્યુત બીબીના રોજા વિશે ઉપર જણાવ્યું છે.

ઇસનપરની ભાગોળે એક થાંભલાની હારોવાળો શિષ્ટ સંસ્કારવાળો અને આકર્ષક રોજો છે. અને, વટવાનો રોજો પણ જોવાની જરૂર છે.

## દરિયાખાનનો ઘુમ્મટ

દરિયાખાનનો ઘુમ્મટ દૂધેશ્વરની પાણીની ટાંકી પાસે છે. તે જેવો એનો બાંધનાર લૂંટફાટનો ધંધો કરતો તેવો જ ઘોર અને ભયંકર લાગે છે. પરંતુ, તેમ છતાં ઈંટોથી કરેલું આવા મોટા ઘૂમટનું મજબૂત કામ, સ્થાપત્યની દૃષ્ટિએ, જોવાલાયક છે. તે બીજાપુરના ઘુમ્મટથી જ માત્ર ઊતરતો છે, અને કહેવાય છે કે આવું બાંધકામ બીજે ક્યાં ય નથી.

## અઢારમી સદીની આસપાસ

અઢારમા સદીનાં મકાનોમાં શાહપુરની કાઝીજીની મસ્જિદ બહુ સુંદર ગણાય. એ તો જેણે ન જોઈ હોય તેને જોઈ આવવાની હું ભલામણ કરું છું. અમદાવાદમાં ઇસ્લામ ધર્મને માટે બંધાયેલા ધર્મનાં સ્થાનોમાં આ સૌથી છેલ્લી છે, અને તેથી સરસ છે. ભદ્ર પાસેનું આઝમખાનના મહેલવાળું મકાન છેક મોગલ સમયમાં બંધાયેલું છે, અને ઉપરની અગાશીઓ, બેઠકો અને ભોંયરું તથા સ્વચ્છ પાણીનો હોજ જોવાલાયક છે.

આવાં ઐતિહાસિક સ્થળોએથી મહેમદાવાદ સુધી જવાના છૂપા માર્ગો હતા, એમ પણ કહેવાય છે.

શાહીબાગના મહેલમાં હાલ કમિશ્નર રહે છે, પણ એ જહાં-ગીરના રાજ્યઅમલ દરમિયાન શાહજહાં ગૂજરાતનો સૂબો હતો ત્યારે એને રહેવા માટે બનાવવામાં આવેલો. દિલ્હીઆગ્રાને કલામય મકાનોથી ભરી દેનાર અને તાજમહાલના બાંધનાર એ કલાપ્રેમી સંસ્કારી બાદશાહને અમદાવાદે સારાં સ્થાપત્યનો પ્રેમ કરાવ્યો હોય તો એ અમદાવાદને માટે ગૌરવનો વિષય છે. નદીકિનારેથી શાહીબાગ રોનકદાર લાગે છે. એની કમાનો, ઘાટદાર થાંભલીઓ, છજાં અને ચોક બહુ શોભાયમાન અને સવડવાળાં છે. અંદર ઠંડો પવન આવ્યા જ કરે છે, અને તાપ બિલકુલ લાગતો નથી. આ મકાન તો લોકોને હરવાફરવા માટે ખુલ્લું રખાવવું જોઈએ.

અકબર બાદશાહના વખતમાં હાલ કેલિકો મિલ છે તેની દક્ષિણે અબુતોરાબનો રોજો બંધાયો હતો. એનો ઘાટ નાજુક, થાંભલીઓ સુંદર અને ઘુમ્મટ પાતળો અને રોનકદાર છે. ત્યાં થોડો વખત મહમદ પેગમ્બર સાહેબનાં પગલાં રાખવામાં આવ્યાં હતાં.

ઔરંગઝેબ યુવાવસ્થામાં ગૂજરાતનો સૂબો હતો ત્યારે એણે

સરસપુરની ઉત્તરે હાલ નરોડે જવાનો પુલ છે તેના નરોડા રોડ તરફના ઢાળની પૂર્વે જૈનોના તીર્થંકર ચિંતામણનું મંદિર ખંડિત કર્યું હતું. એ મંદિર સુંદર હતું. એની ભવ્ય મૂર્તિ જૈનોએ 'મડદુ લઈ જઈએ છીએ' એમ કહીને ખસેડી દીધેલી. તે મૂર્તિ હાલ ઝવેરીવાડના એક મંદિરના ભોંયરામાં છે. શાહજહાનને આ વાતની ખબર પડી ત્યારે રાજ્યને ખર્ચે એ દુરસ્ત કરાવવામાં આવેલું, પણ ઔરંગઝેબ ગાદીએ આવ્યો કે તરત પાછું એ મંદિર એણે ભાગી નંખાવ્યું. એ નગરશેઠનું બંધાવેલું હતું. એનાં ખંડેરો હજી પડયાં છે. પાસે મજૂરોની ચાલીઓ બંધાઈ ગઈ છે.

અંગ્રેજો આવ્યા તે પહેલાં ગાયકવાડ અને પેશ્વાના હાથમાં અમદાવાદ રહેલું. તે વખતમાં શાહઆલમની સડકે—નવાપરાનાં બહુ-ચરાજીની પશ્ચિમે—એક ગંગનાથ મહાદેવ બંધાયેલા. એ જ અરસામાં ભદ્રની અંદર અને બહાર કેટલાંક મંદિરો બંધાયાં લાગે છે. ભીમ-નાથ મહાદેવનું મંદિર ઘાટ ઉપરથી દક્ષિણનાં મંદિરો જેવું લાગે છે. તેથી અનુમાન થાય છે કે, એ દક્ષિણીઓની સત્તા દરમિયાન બંધાયું હશે. અત્યારે શાહીબાગમાં લોકોને હવા ખાવાનું અને શાન્તિ મેળ-વવાનું ભીમનાથનો ઓવારો એ એક જ સ્થાન છે. ઓવારો લોકોએ ટીપ કરીને બંધાવેલો છે. નવાપરાનાં બહુચરાજી વલ્લભ અને ધોળા નામના બે ભકતભાઈઓનાં ઇષ્ટ દેવતા હતાં. વલ્લભને એ માતાજી સાક્ષાત્ દર્શન આપતાં હતાં એમ કહેવાય છે. વલ્લભની બહુચરાજીની સ્તુતિનાં કાવ્યો પણ લોકોમાં પ્રચલિત છે. ભદ્રકાળી માતાની સ્થાપના પેશ્વાઓએ કરી. પરંતુ, ગૂજરાતીઓના પ્રેમાળ સ્વભાવે એ માતાને ભયંકર છતાં અંબાજી જેવાં જ સૌમ્ય અને કલ્યાણકારી બનાવી દીધાં. અત્યારે શાકત વિધિ જેવું ત્યાં કંઈ રહ્યું નથી. વર્ષમાં એક વાર પશુનો ભોગ અપાતો હતો તે પણ જૈન અને વૈષ્ણવોના આગ્રહને લીધે કેટલાં વર્ષોથી બંધ થયો છે. ડાકોરના રણછોડજીનું હાલનું મંદિર પણ દક્ષિણીઓના પ્રતિનિધિ તાંબેકરના વખતમાં

બંધાયું છે. વડતાલનું સ્વામીનારાયણનું મંદિર અમદાવાદના સ્વામી-નારાયણ મંદિરનું સમકાલીન છે.

જાનમાલની સલામતી નહોતી તેવા સમામાં પોળે પોળે અને જિલ્લે જિલ્લે શંકર, વિષ્ણુ, શક્તિ, હનૂમાન, ગણેશ ઇત્યાદિનાં નાનાં નાનાં અસંખ્ય મંદિરો બંધાયાં છે, અને પૂજાપાઠ, ઉત્સવ, દર્શન વગેરે ચાલ્યાં કર્યાં છે. માણભટ્ટોની મહાભારતની કથાઓ, રામાયણ, ભાગવત, પુરાણ, ગીતા અને યોગવાસિષ્ઠની કથાઓ, સૌ સૌના અધિકાર પ્રમાણે, સવારસાંજ સંભળાતી રહી છે. એક-તારા, કાંશીજોડા અને ઢોલપખાજ સાથે, ભજન મંડળીઓ સ્તુતિ-પ્રાર્થનાઓ કરે છે. શુભઅશુભ પ્રસંગો ઊજવાય છે, અને વ્રત-ઉત્સવ સ્ત્રીઓ કરે છે. સંઘો કાઢીને લોકો પ્રસંગોપાત્ત અંબાજી, કાળકાજી, બહુચરાજી, ડાકોર અને શ્રીનાથજી એકલિંગજી સુધીની યાત્રાઓ કરે છે. ભાટ, ચારણો, ઢાડી, ભવૈયા અને રાસધારીઓદ્વારા ઐતિહાસિક રાસ અને નાટકોના જેવા લાભ જનસમાજ મેળવ્યા કરે છે. જૈનભાઈઓ પણ અઢળક ધન ખર્ચીને જિલ્લે જિલ્લે અને પોળોના સલામત ઊંડા ભાગમાં સુંદર મંદિરો બાંધે છે, અને શિલ્પીઓની કલાને ઉત્તેજન મળ્યા કરે છે. વૈષ્ણવ મંદિરોમાં સમાસમાનાં દર્શન થાય છે, અને વાજિંત્રો સાથે ધોળ અને પદો ગવાય છે. અંગ્રેજી રાજ્ય થયા પછી આપણા જૂના વિચારો પર પશ્ચિમના આચારવિચારનો જબરજસ્ત ધસારો થાય છે, અને એમાં આપણી જમાનાઓથી પોષાયેલી રસવૃત્તિ તથા કલાભક્તિ આઘાત પહોંચે છે.

## સ્વામીનારાયણ

તેમ છતાં હઠીસિંહ અને સ્વામીનારાયણનાં મંદિરો ઈ. સ. ૧૮૬૦ દરમિયાન બંધાયાં છે. સ્વામિનારાયણે વૈષ્ણવધર્મમાં પેઠેલા કેટલાક સડાઓ દૂર કરી નરનારાયણની પૂજા યોજી છે, અને ભાગ-

વત તથા ભગવદ્દગીતાની ધર્મગ્રંથો તરીકે સ્થાપના કરી છે. મંદિરનો ઘાટ, તેના વિશાળ ચોક, મઠ, દરવાજા, સભાસ્થાન અને મંદિરોના મંડપો બધું ભવ્ય, ઉત્તમ કારીગરીવાળું અને સુઘટિત છે. સભાસ્થાન પાસેનું લાકડાનું કોતરકામ એમણે કચ્છના સત્સંગી (એટલે સ્વામિનારાયણના અનુયાયી) કારીગરો પાસે કરાવ્યું છે. આ બધા કારીગરોની અને શિલ્પીઓનાં જીવનની ખૂબી એ છે કે, એમાંના ઘણા ધર્મ અને તત્ત્વજ્ઞાનથી રંગાયેલા છે. પોતાનાં મંદિરોનાં કામ એ કેવળ ભક્તિભાવથી કરે છે. રાણપુરના કારીગરોએ બહુ વર્ષ કામ કર્યું, અને એના પૈસા એટલા બધા મળ્યા કે, છેવટે એમણે એ પૈસા ઘેર નહિ લઈ જતાં ત્યાં જ પોતાની તરફથી પણ મંદિરમાં નાખ્યા. દેલવાડામાં પણ એમ જ બન્યું. સ્વામીનારાયણના તો કેટલાક સાધુઓ પણ કારીગરવર્ગના હતા. એમણે ઈશ્વરપ્રીત્યર્થે ચિત્રો દોર્યાં, લાકડાની મૂર્તિઓ કરી, અને બાંધકામ કર્યાં.

સ્વામીનારાયણના સભાસ્થાનના સ્તંભોમાં સુતારોએ ગ્રીસડોરિયન ઢબ લીધી છે, છતાં માળાના બેરખા, સ્વસ્તિક, ચોકડીઓ, પક્ષીઓ, વગેરે કોતરીને એમણે સ્તંભોને સ્વદેશી બનાવ્યા છે.

કથામંડપની આગળનું લાકડાનું કોતરકામ બહુ જ વિવિધતા અને બારીક બુદ્ધિબળવાળું છે. કચ્છના સત્સંગીઓએ કોરેલું છે.

સ્ત્રી અને પુરુષોને માટેનાં અંદરનાં મંદિરોમાં બંનેમાં એક એક સહજાનંદ સ્વામીની લાકડાની મૂર્તિ છે. સંપ્રદાયના એક અનુયાયીએ જૂની વિધા અનુસાર એ બનાવેલી છે. એવી જ એક મૂર્તિ વડતાલમાં પણ છે. નારાયણઘાટ નામનો એક સુંદર ઓવારો રેલ્વેના પૂલની પશ્ચિમે મંદિર તરફથી બંધાવેલો છે.

## હઠીસિંહ

હઠીસિંહનાં સુંદર મંદિરો પણ અઠયાશી વર્ષ પર પ્રેમચંદ

સલાટે બાંધ્યાં છે. ત્યાંસુધી દેરાં બાંધવાની આપણી કલા સજીવન છે. પારકા લોકો પાસેથી જે કંઈ શીખી શકાય એવું હોય તે શીખવા આપણા કારીગરો હમેશાં તૈયાર રહ્યા છે. વિલાયતી જાડા ઘાટો પણ નવા હોવાથી આપણા શિલ્પીઓને આકર્ષણ કરતા હતા. એ લોકો જૂનાને જ હંમેશાં વળગી રહેવું, એવા દુરાગ્રહી કદાપિ માલૂમ નથી પડ્યા. હઠીસિંહનાં દેવળોની બહારનાં મકાનોના ઘાટ તદ્દન જંગલી વિલાયતી છે. કોઈ બ્રાહ્મણ ત્રિપુંડ ખેંચેલો અને પીતાંબર પહેરેલો માથે સાહેબની ટોપી પહેરીને ઊભો હોય એવું અંદરનાં મંદિરો અને બહારનાં મકાનોનું મિશ્રણ જોતાં લાગે છે! પણ, એવી વર્ણસંકરતા તો આપણાં જીવનનાં તમામ ક્ષેત્રોમાં તે વખતે આવવા માંડી હતી. તેમ છતાં અંદરનાં મંદિરોની રચના શુદ્ધ આર્ય શિલ્પશાસ્ત્રને અનુરૂપ છે. દેવળોની બહારની આકૃતિઓ સુંદર અને લાવણ્યવાળી છે. શિલ્પમાંની નૃત્યમૂર્તિઓમાં આનંદ–સમાધિ અને ભક્તિરસ જણાય છે. અંગમરોડમાંની વહેતી રેખાઓ હજી ઊછળતાં ચેતન દર્શાવે છે. એ સુંદર મુખો હજી કમળો જેવાં સુંદર લાગે છે. ગૂજરાતી સ્ત્રીઓનું સૌંદર્ય એમાં ઊતર્યું છે. ઉચ્ચ સંસ્કાર, હરેલપણું અને સુરુચિનો અહીંની કોતરણીમાં પાર નથી. અસલની અલંકારોની પ્રીતિ, આકારો અને ભાતોની વિપુલતા, અને જાળીઓની વિવિધતાનાં પુષ્કળ પ્રમાણ અહીં મળે છે. જૈનોની મંદિરો બંધાવવાની હદબહારની પ્રીતિને લીધે ગૂજરાતના શિલ્પીઓને સતત ઉત્તેજન મળ્યાં જ કર્યું છે. પાલીતાણાના મંદિરોના જીર્ણોદ્ધાર ચાલુ થયાં કર્યાં છે, અને પાનસર, ભોંયણી વગેરે સ્થળોએ સ્થપતિ અને શિલ્પીને કામ મળ્યાં છે. પરંતુ, આશ્ચર્યની વાત એ છે કે, હઠીસિંહનાં દેવળો બાંધનાર પ્રેમચંદ સલાટ સિવાય આપણે ત્યાં ભરેલી આટલી બધી શિલ્પસમૃદ્ધિના વિધાયકોમાંથી કોઈનાં નામ આપણે જાણતા નથી. નામ નહિ એમનાં કામ રહ્યાં છે. એમણે પોતાનાં સ્મરણ રખાવવાની બિલકુલ દરકાર પણ કરી નથી. લક્કડકામ કરનારામાંથી પણ કોઈનાં નામ આપણે જાણતા નથી.

### વર્તમાન કલા

હઠીસિંહ પછી પણ જૈન મંદિરોના જીર્ણોદ્ધાર ચાલુ જમાનાએ કર્યા છે, અને સ્થળે સ્થળે શિલ્પીઓનાં ટાંકણાના અવાજ સંભળાય છે. અમદાવાદમાં ગુલાબજી અને રવિકરણ એ બે સોમપુરા જૈન-મંદિરોના સ્થપતિ (માસ્ટર બિલ્ડર્સ અથવા મિસ્ત્રી)નાં કામ કરતા હતા. ગુલાબજીની પૂતળીઓ અને મનુષ્યાકૃતિઓ શરીરરચનાશાસ્ત્રને એટલે કે પશ્ચિમના શરીરરચનાશાસ્ત્ર (Anatomy)ને વળગી રહેવાની રીતને અનુસાર બન્યાં. રતનપોળમાં ઘડિયાળીની પોળમાં, ગુલાબજીની કરેલી જીવંત પૂતળીઓ ઊભી છે, અને ફતાશાની પોળ આગળની ગાંધી રોડ પર જૈન મંદિરની કમાન જે હવે આખીને આખી અગાસી ઉપર ચડાવવામાં આવી છે તે એમની ઘડેલી છે. એ કમાન પર ગુલાબજીનું અર્ધ ઉપસાવેલું સ્વરૂપ પણ કોતરેલું છે. એ ગુલાબજીની દેખરેખ નીચે થયેલા ફતાશાની પોળમાંના વાસુપૂજ્ય સ્વામી (બારમા તીર્થંકર)નું જડિતકામ, સ્તંભો, આરસની પૂતળીઓ અને દેરીઓ બધું 'નવી ફેશન'નું છે. નવી ફેશનમાં અંગ્રેજી ચર્ચ(ગિરજાઘર)ના ઘાટ, પૂતળીઓ પણ અંગમરોડ વગરની સીધી, જાણે છબિઓ પડાવવા ઊભી હોય એવી છે. જાણે મડમો આપણા ડ્રેસ પહેરીને આવીને ઊભી હોય એવી લાગે છે. આમાં યુરોપિયન શિલ્પીઓનું જ માત્ર અનુકરણ છે. જેમ ચિત્રવિદ્યામાં રાજા રવિવર્માએ કર્યું તેમ અમદાવાદના શિલ્પમાં ગુલાબજીએ કર્યું છે. એ મૂર્તિઓમાં માનસિક ભાવો કે આધ્યાત્મિકતા કંઈ નથી. માત્ર દેહનું બાહ્ય સ્વરૂપ છે. આમ છતાં, ગુલાબજીએ એટલું સિદ્ધ કર્યું છે કે, ગુજરાતમાં શિલ્પવિદ્યા જીવે છે, અને યુરોપિયનોના જેવું જ કામ અહીં બહુ થોડે ખર્ચે થઈ શકે છે.

ખેતરપાળની પોળમાં સામે છેડે એક જૈન દેરાસર છે. એમાં સ્તંભો, ચોકનો ગાલીચો અને ભીંતો જોવાલાયક છે. તાજમહેલની

કબરો અને જાળી ઉપર જેવું જ જડિતકામ અહીં રવિકરણ મિસ્ત્રીએ પોતાની દેખરેખ નીચે કરાવ્યું છે. આગ્રા અને જયપુરના કારીગરો આ માટે ખાસ બોલાવવામાં આવ્યા હતા.

આમાં જડેલા કેટલાક રંગીન પથ્થરો સોળ રૂપિયે શેરના અને થોડાક તો સો સો રૂપિયે શેરના ભાવે આણેલા છે. પક્ષીઓ, વેલો, છોડ, અને આકારો, તમામ, રંગરંગીન જડેલા કીમતી પથ્થરોથી બનાવ્યાં છે. મંદિરમાં બારણા પાસે બેસીને રંગમંડપ જોવો એ સૌંદર્યનું એક નાનકડું પણ સંપૂર્ણ દર્શન કરવા જેવું છે. એ સ્વ. રવિકરણના એક શિષ્ય શ્રીયુત જગન્નાથ અંબારામ છે. એમને મંદિરો બાંધવાનો અને જડિતકામ કરાવવાનો બહુ અનુભવ છે. બોયણી, પાનસર વગેરે સ્થળે એમણે મંદિરોનાં કામ માથે લઈને કર્યાં છે, અને અમદાવાદમાં પણ કર્યાં છે. 'પ્રાસાદમંડન' અને 'બૃહત્ શિલ્પશાસ્ત્ર' વગેરે ગ્રંથો એમણે બહાર પાડ્યા છે. નાગજી ભૂધરની પોળમાં જૈનદેરાસરના બારણામાં પીળા આરસમાં જે ઇન્દ્રઇન્દ્રાણી છે તે એમનાં ઘડેલાં છે. એમણે પોતાના પિતાનું એક નાનું સરખું માટીનું—'સ્ટેચ્યૂ'—બાવલું ઉઘાડા શરીરવાળું બનાવેલું. તેની અંદર હાડકાં, માંસપેશીઓ અને નસો સુદ્ધાં શરીરની રચના અનુસાર કર્યાં હતાં. 'ગૂજરાત સાહિત્ય સભા'ના બાવીસેક વર્ષ પર ભરાયેલા એક કલાપ્રદર્શનમાં એ બાવલું મૂકવામાં આવ્યું હતું.

બીજા સોમપુરા મિસ્ત્રી દલસારામ ખુશાલદાસ છે. એમની પાસે જૂના પ્રેમાભાઈ હૉલની અગાશીમાં મૂકવા માટે એક સાદા પથ્થરની સરસ્વતીની મૂર્તિ કરાવેલી, તે સુંદર બની હતી. ખર્ચ પણ માત્ર એમણે દોઢસોએક રૂપિયા લીધેલું. મુસલમાન સલાટોમાંથી કોઈક હાલ પણ મનુષ્યાકૃતિઓ અને મૂર્તિઓ સારી બનાવે છે.

પાંચકૂવા દરવાજા બહાર આવેલા ફુવારા પરની આકૃતિ હળવદના વિખ્યાત સોમપુરા સલાટ ગોવર્ધનદાસની બનાવેલી છે.

એમણે અમદાવાદમાં નીલકંઠ મહાદેવના મંડપની મૂર્તિઓ, ફક્ત દોઢ દિવસમાં, પથ્થરમાંથી તૈયાર કરી હતી.

હળવદ આજના એટલે કે ધ્રાંગધ્રાના એક બીજા કારીગર સોમપુરા હરિશંકર શિવશંકરે સામળાની પોળના જૈન મંદિરમાં ગુલાબજીના જ જેવી પથ્થરની પૂતળીઓ બનાવી છે.

માણેકચોકના ફુવારા પરની મૂર્તિ અમદાવાદના અલ્લુમિયાંએ કરેલી છે. એ દિલ્હી દરવાજે સલાટશેરીમાં રહેતા.

અમદાવાદમાં મુસલમાન સલાટો પણ ઘણા સારા કારીગર હતા. એમને ત્યાં સંસ્કૃત શિલ્પશાસ્ત્રનાં પુસ્તકો પણ હતાં, પણ હવે એ પુસ્તકોનું શું થયું તે જાણવામાં નથી. સલાટવાડો હવે નામનો રહ્યો છે. એ સલાટોના વંશજોને પૂરતો ધંધો નહિ મળવાથી મિલોમાં અથવા બીજે મજૂરી કરીને આજીવિકા ચલાવવી પડે છે. ઉપરની વર્તમાન કલાની હકીકત મારા મિત્ર શ્રી જગન્નાથ અંબારામે મને આપવા કૃપા કરી છે, અને એમણે જ મને શ્રી નર્મદાશંકર મૂળજીભાઈ શિલ્પશાસ્ત્રીની ઓળખાણ કરાવી. નર્મદાશંકરભાઈ ઘણા વખતથી રૂપા સુરચંદની પોળનું જૈન દેરાસર તૈયાર કરાવી રહ્યા હતા તે હવે પૂરું થઈ ગયું છે. અને, એમનો 'શિલ્પ રત્નાકાર' નામનો છસોપચાસ પાનાનો અમૂલ્ય ગ્રંથ હમણાં જ બહાર પડ્યો છે. વાસ્તુશાસ્ત્રની પ્રશંસા કરતાં એ કહે છે 'પોતાનું કલ્યાણ ચાહનારે વાસ્તુવર્જિત દેશમાં વાસ કરવો નહિ.' આ ગૂજરાતની શિલ્પવિદ્યા અને સ્થપતિઓનું કૌશલ, કલામય ભવનમંડાણ અને મૂર્તિવિધાન, ડૂબતાંતરતાં ડૂબતાંતરતાં, હજી જીવે છે. જૈનભાઈઓમાં દેરાસરોને માટે જે ભક્તિ છે, અને મંદિરો પાછળ દ્રવ્ય ખરચવામાં જે મોટું પુણ્ય મનાય છે તે ન હોત તો એ બધાનો નાશ થઈ ગયો હોત.

હવેનાં નગરજનોને અને ગૂજરાતીઓને હું વિનંતી કરું છું કે, હજારો વર્ષથી ઊતરી આવેલી આ દૈવી વિદ્યાઓને મરી જતી બચાવો. એને ઈજનેરી કોલેજોમાં અને કલાભવનોમાં સ્થાન આપી પ્રતિષ્ઠિત કરવી જોઈએ. આદર્શ ગામો અને નગરો ઘડવાનાં મનોરાજ્ય આપણે સેવી રહ્યા છીએ તે વખતે રાષ્ટ્રજીવનના પુનરુદ્ધારમાં આ શિલ્પીઓ બહુ કામના છે.

આપણાં રહેવાનાં ઘરો આનંદદાયક બને; કોલેજો, લાયબ્રેરીઓ, ટાઉનહોલ અને સંગ્રહસ્થાનો રસવૃત્તિનાં પ્રેરક થાય અને રાષ્ટ્રમંદિરો શુદ્ધપવિત્ર જીવનને પોષે તો કેવું સારું !

સિદ્ધપુરનું રુદ્રમહાલય અને દેલવાડાનાં સર્વોત્કૃષ્ટ મંદિરોથી ઊતરતી આવેલી શિલ્પ અને સ્થાપત્યની પરંપરા ગૂજરાતમાં એકધારી આજ દિન સુધી ચાલી આવે છે. મોઢેરા, અમદાવાદના રોજા અને મસ્જિદો, અડાળજની વાવ અને સ્વામીનારાયણનું મંદિર બધાં સગાં હોય એમ લાગે છે. જેવાં આપણી સુંદર સ્ત્રીઓનાં વસ્ત્રાલંકાર છે, જેવા એમના ગરબા છે તેવી સુરુચિવાળી આપણી શિલ્પકલા છે. આપણી ગૂજરાતી લિપિ જેવી, મરોડદાર છે તેવી મરોડદાર આપણા શિલ્પીઓની રેખાઓ છે. કોયલના ટુહૂકાર જેવી કવિ દયારામની મીઠી કવિતા છે તેવી સંગીતમય પ્રવાહી ગીતસુધા આપણાં દેવળોમાં અને આકારોમાં વહી રહી છે !

# ડભોઈ

**દર્ભાવતી** નામ છેક ઈ. સ.ની છઠ્ઠી સદીમાં પ્રચલિત હશે એવી હકીકત જ્યોતિષનિબંધ 'રોચક સિદ્ધાંત'માં આવે છે. એટલે, ઓછામાં ઓછું એ પંદરસો વર્ષનું તો જૂનું સ્થળ ખરું જ.

દર્ભાવતી અને દર્ભિકાગ્રામ એ નામથી જૂના જૈનગ્રંથોમાં એનો ઉલ્લેખ છે. દર્ભ અથવા કુશ ઘાસ યજ્ઞવિધિમાં બહુ ઉપયોગી હતી, તે ઉપરથી આ નામ પડયું લાગે છે. ત્યાં એ દર્ભ અથવા કુશ ઘાસ બહુ થતું હશે.

હાલમાં તો ગાયકવાડ સરકારના તાબાનું એ નગર છે, અને સંખેડા, બહાદરપુર, છોટાઉદેપુર, ચાણોદ, કરનાળી, મિયાંગામ અને વડોદરા જતી નાની ગાડીઓનું એ જંકશન છે. વસતી ચાળીસ હજારની છે, અને પુરુષો, છેક ગાંધી ટોપી આટલી પ્રચલિત નહોતી થઈ ત્યાં સુધી, અમદાવાદી ગોળ પાઘડી પહેરતા. અમદાવાદી અને ડભોઈની પાઘડીમાં ફેર ફક્ત એટલો જ હતો કે, ડભોઈની પાઘડી માથા ઉપર એટલી ઊંચી રહેતી કે એમાં છીંકણીની દાબડી રહી શકે.

ડભોઈની ખાસ પ્રસિદ્ધિ હીરાભાગોળે સુંદર કોતરણીવાળો કાલિકા માતાનો કિલ્લો છે તેથી છે. ગૂજરાતમાં એવો બીજો કિલ્લો ઝિંઝુવાડામાં છે, પણ ત્યાં દરવાજા અને કોટ સિવાય બીજું બધું પડી ગયું છે. આ કિલ્લો તો ગૂજરાતની તેરમી સદીની શિલ્પકલા કેટલી

સર્વોત્કૃષ્ટ સ્થિતિએ પહોંચી હતી તેના દષ્ટાંતરૂપ છે. મુસલમાનોએ પોતાની સત્તાના સમયમાં એને તોડયો, ફોડયો એને લગભગ એકેએક મૂર્તિને છેદી નાખી; છતાં, જે રૂપિયામાં પાઈ જેટલું કામ ડભોઈમાં પડતાંઆખડતાં બચ્યું છે તે પણ એ કાળની જાહોજલાલી, બુદ્ધિબળ, સુરુચિ, ભક્તિ અને સૌંદર્યપ્રીતિનું સૂચક છે.

સિદ્ધપુરનું રુદ્રમહાલ, પાટણનાં સહસ્રલિંગ અને રાણીવાવ. વીરમગામનું મુનસર અને ધોળકાનું મલાવ તળાવ એવાં એવાં બાંધકામ આની પહેલાં થયાં છે, અને તેથી લોકો ડભોઈના કિલ્લાને પણ સિદ્ધરાજ જયસિંહે બાંધ્યો હશે એમ માનતા. પરન્તુ, એ વાત ખોટી પડી છે. એ તો ધોળકાનો વીરધવળ જે ગૂજરાતનો 'બીજો સિદ્ધરાજ' થઈ ગયો તેણે અને એના રસિક પુત્ર વીશળદેવના સમયમાં મંત્રીશ્વર વસ્તુપાળે બંધાવ્યો હતો. આબુ પર જે દેલવાડાનાં દેવળો બંધાવનાર વસ્તુપાળતેજપાળભાઈઓ થઈ ગયા તે બન્ને ધોળકાના મંત્રી અને સેનાધિપતિ હતા.

ગોધ્રાનો બુબુલ અને બીજા પાડોશના તોફાની રાજાઓ ડભોઈની વસતીને વારંવાર રંજાડતા તેમનાથી આ કિલ્લો અને કોટ બંધાયાથી લોકોને રક્ષણ મળ્યું, અને ગૂજરાતની સરહદમાં લશ્કરી દષ્ટિએ પણ આવા મજબૂત કિલ્લાની જરૂર હતી તે પૂરી પડી. પાવાગઢ જે સહાય કરતો એનાથી લગભગ સીધી લીટીમાં ગૂજરાતની પૂર્વ દિશા ઈશાન અને અગ્નિ ખૂણાના દિગ્પાળ જેવો, નર્મદાથી દશ જ માઈલ ઉત્તરે, એ મજબૂત ગઢ ખડો થયો.

આજના કિલ્લાઓમાં દેવદેવીઓને કોણ સંભારે છે ? પણ, તે કાળે તો ડભોઈમાં વૈદ્યનાથ મહાદેવ અને શક્તિ કાલિકાની સ્થાપના કિલ્લાની ઉદ્ઘાટન ક્રિયા થઈ તે પહેલાં થઈ ચૂકી હતી. વૈદનાથ એટલે વેદોના ઉપરી—સર્વોત્કૃષ્ટ વેદ—એવા મહાદેવજી ગણાતા

હતા. વિક્રમ સંવત ૧૩૧૧ એટલે ઈ. સ. ૧૨૫૫માં ડભોઈનાં આ મંદિરો અને કિલ્લો બંધાયાં હશે એમ લાગે છે.

જેમ્સ ફાર્બસ સાહેબ આ ખંડેરો વિષે લખે છે: 'આ દરવાજા અને મંદિરો બહુ જ ભવ્ય છે. હીરા ભાગોળ આગળનું શિલ્પકામ અતિશય શ્રમ અને પુષ્કળ ખર્ચથી થયેલું છે. વર્ષો સુધી કુશળ શિલ્પશાસ્ત્રીઓ કામે લાગ્યા હશે ત્યારે એ બન્યું છે.' સ્તંભો અને ફાંસડા, ભીંતો અને છજાં, બારીઓ અને ગોખ બધું એટલું બધું સુંદર છે, અને બાંધકામનો આખો ઉઠાવ એટલો મનોહર છે કે, એને જોતાં જોતાં આપણે કદી તૃપ્ત થતા નથી. આનંદ ઉભરાઈ જાય છે!

ભીંતોની નીચે કમળોની હાર, પછી હંસો, પછી હાથી અને ગોખ તથા બાજુઓમાં અસંખ્ય દેવદેવીઓ છે. દેવીઓનાં મુદ્રા અને અભિનય, રૂપ અને રેખા અજબ છે! એમનાં કેટલાંકનાં મુખ સુંદર અને આકર્ષક છે. કેટલાંક વીર અને ભયાનક, ક્રૂર અને રોમાંચક છે! અંગમરોડ બહુ જ અર્થસૂચક અને લાલિત્યપૂર્ણ છે.

આખું મંદિર અને આસપાસના તમામ ભાગ, સ્તંભો. તોરણો. દરવાજા, ગોખ, ભીંતો, બધે ભાગવત પુરાણ અને દેવી ભાગવતની કથાઓ ભરી છે.

લક્ષ્મી, સરસ્વતી, બ્રાહ્મી, દુર્ગા, વારાહી, નૃસિંહી વગેરે અનેક દેવીઓ છે, અને રુદ્ર, વિષ્ણુ, નટરાજ, બ્રહ્મા, હયગ્રીવ, ધનવંતરી વગેરે દેવો છે.

ગામની અંદરના દરવાજાની ડાબી બાજુએથી કાલિકામાતાના દ્વારને પશ્ચિમ છેડે ઉપર સમુદ્રમંથનનો દેખાવ છે. સમુદ્રને કેડાણું ગોળી છે. મેરુ પર્વતનો રવૈયો છે, અને કાળી નાગનાં નેતરાં કર્યાં છે. નાગને મોં તરફને છેડે એક દાનવરાજ ખેંચે છે, અને પૂંછડા

બાજુએ દેવો વલોવી રહ્યા છે. અમૃત નીકળે છે, તેનો કુંભ ધન-વંતરીના માથા પાસે છે. લક્ષ્મી વિષ્ણુને પસંદ કરીને બેઠાં છે, અને સત્તાના સૂચક ઘોડાને ઇન્દ્ર લઈ જાય છે. ઝેર ગળા સુધી પીને કંઠને ભૂરો (નીલ) કરી નાખી મહાદેવજી નીલકંઠ બનીને બેઠા છે. નીચે લખ્યું છે : 'વૈદ્યનાથ પોઢિયો છે.' વચમાં વિશ્વકર્મા ઊભા છે, પણ એમનું માથું ખંડિત છે. વિષ્ણુ તો ગોળી ઉપર ચડી ગયા છે.

એક ઠેકાણે પરીક્ષિત રાજા એકદંડિયા મહેલ ઉપર—જ્યાં તક્ષક નાગ એમને કરડવા જઈ ના શકે ત્યાં—બેઠા છે. સમુદ્રને રસ્તે હોડી-ઓમાં ફળો લઈ લઈને નાગલોકો આવી રહ્યા છે; ચમ્મર ઢોળાય છે; ભાગવતનું પારાયણ શુકદેવજી કરી રહ્યા છે—એવા દેખાવો છે. આપણા દેશનો હોડીઓ અને સમુદ્રયાનનો ઇતિહાસ એટલો બધો પ્રેરક છે કે, અહીં હોડીઓ જોઈને કંઈ જ નવાઈ લાગવાની હોય નહિ.

નાગનું ઝેર ઉતારવાનો એક બાળી મૂકેલા વૃક્ષ ઉપર પ્રયોગ કરીને કશ્યપ એને સજીવન કરે છે. એને ધન આપીને નાગરાજા એને ઊંટ ઉપર બેસાડીને પાછો કાઢે છે. આ દેખાવ ભીંત પર કોતરેલો છે.

ફાંસડામાંની નાની મૂર્તિઓમાં સોળેક તો સ્પષ્ટ દેખાય છે. એમાં ગંગા, ગણપતિ, નૃસિંહપાર્વતી વગેરે છે.

એ ઠેકાણે દુર્ગાને શુંભ કે નિશુંભ રાક્ષસને મારતાં બતાવ્યાં છે. એમાં નૃત્યશાસ્ત્રમાં યુદ્ધ વખતે લડાઈનો જેવો અભિનય થાય છે તેવો અભિનય બતાવ્યો છે.

શુંભ દેવીને કહેતો હતો કે, આ બધી શક્તિઓ દેવોની છે. તેને તું મદદમાં કેમ બોલાવે છે ? દેવી કહે છે કે, એ બધી મારી જ શક્તિઓ છે, અને ચારે તરફ આ મહાશક્તિની અનેક રૂપાંતરો લેતી અસંખ્ય શક્તિઓ ત્યાં ઉત્પન્ન થયેલી આપણે જોઈએ છીએ. કોઈ સિંહ પર બેઠી છે; કોઈ વાઘ પર બેઠી છે.

તે વખતના લોકોએ એ દિવ્ય શક્તિઓની ભક્તિભાવે, આશ્ચર્યચકિત થઈને પૂજા કરી જીવનને પવિત્ર કરીને આનંદ લીધો છે, ત્યારે આ જમાનાએ વાંદરિયાવેડાથી એને યંત્રોમાં પકડીને આસુરી કામો લીધાં છે.

હીરા ભાગોળ ઉપરનો ઝરૂખો રૂપરૂપનો ભંડાર છે. વીશળદેવ રાજા હાથી પર બેસીને પોતાના ઘોડેસવારોના લ્હાવલસ્કર સાથે માતાજીનાં દર્શને આવતો કોતર્યો છે. બીજી બાજૂ ઘણું કરીને રાણી છે. એ પણ હાથી પર અને ઘોડાઓની સાથે છે.

આનો 'માસ્ટર બિલ્ડર'–સુત્રધાર–ડભાણ હતો. બીજા શિલ્પીઓનાં નામ પણ સ્થળે સ્થળે કોતર્યાં છે. ડભાણ એ જ ઘણું કરીને હીરો.

જ્યારે મંદિરો અને કિલ્લાનું કામ પૂરું થયું ત્યારે રાજા બધા શિલ્પીઓને ઇનામો આપવા બોલાવે છે. હીરો કહે છે, 'ફક્ત આ ભાગોળનું નામ હીરા ભાગોળ રાખો એટલે બસ, મારે બીજું કશું ઇનામ જોઈતું નથી.' રાજા એની માગણી કબૂલ રાખે છે. પણ વિચાર કરે છે : 'બીજા કોઈ રાજ્યમાં આવું સુંદર અને ભવ્ય કામ આ શિલ્પી ના કરી શકે એની ખાત્રી શી? અને, પછી તો મારો ગઢ સર્વોપરી ના જ રહે.'

એમ વિચારી રાજા એને જીવતો કિલ્લાની જ ભીંતોમાં ચણાવી દેવા હુકમ કરે છે, પણ કારીગર લોકો માત્ર એને હવા, પાણી અને ખોરાક મળી રહે, એવી છાની રચના કરી નાખે છે. ત્યાંથી રોજ હીરાની સ્ત્રી એને થી આપી આવતી. અને, એને એ આમ છ વર્ષ સુધી જીવતો રાખી શકેલી.

બીજું કોઈ એવું જ કામ કરવાની રાજા યોજના કરે છે, ત્યારે હીરાને સંભારે છે. પણ, હવે હીરો ક્યાંથી મળે? બહુ પસ્તાય છે, અને પોતાના કર્મનો શોક કરે છે.

હીરાની સ્ત્રી એને જીવતો લાવી આપે છે, અને રાજા આગળ હીરો હાજર થાય છે!

અત્યારે એ બાકોરું આપણને બતાવવામાં આવે છે, પણ આ કરુણરસિક કથાને કોઈ ઇતિહાસનો આધાર નથી. લોકોના અદ્‌ભુત-રસિક માનસમાંથી એ ઉત્પન્ન થઈ છે, અને ગૂજરાતને ખૂણેખૂણે પ્રસિદ્ધ છે.

ડભોઈનું બીજું આકર્ષણ કવિ દયારામનું ભવન અને ઘર છે.

હું ગયો ત્યારે એમના જ જર્જરિત થઈ ગયેલા ઘરમાં બેસીને બે વૈષ્ણવ વિદ્વાનો એમનાં હસ્તલિખિત પુસ્તકો જોઈ રહ્યા હતા. એમણે કવિશ્રીનુ વિલ કવિના પોતાના જ હાથદસ્કતમાં જ લખેલું મને બતાવ્યું, અને એમનાં અપ્રસિદ્ધ કાવ્યો વગેરેને સંપાદન કરવાની યોજના મને જણાવી.

બીજી યોજના એમના પ્રસિદ્ધ થયેલા ગ્રંથોની સોંઘી આવૃતિઓ કરવાની છે.

અને, ત્રીજી યોજના કવિની મૂર્તિની, એમના સ્મરણમાં ઊભા કરેલા ભવનની આગળ સ્થાપવાની ક્રિયા કરવાની હતી, તે પાર પડી છે.

સ્ટેશનથી શહેર સુધીના રસ્તાને સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવે 'દયારામ રોડ' એવું નામ આપ્યું છે. સયાજીરાવ પોતે કવિનું ઘર જોઈ આવ્યા હતા. અને, આજે આખું ડભોઈ કવિને માટે ઉચ્ચ ભક્તિભાવ અને ગૌરવ ધરાવી રહ્યું છે.

જૈન ઉપાશ્રય, મંદિરો, લાયબ્રેરી અને પુસ્તકસંગ્રહ પણ જોવાલાયક છે. હું ગયો ત્યારે બે સાધુમહારાજોએ અત્યંત સૌજન્યથી એ સંગ્રહમાંથી જૂની અને નવી ચીજો, ચિત્રો, જૂના 'આચારંગ

સૂત્ર'ની હૂબહૂ નવી સુનેરી દસ્કતોમાં હતી તેવી જ લખાવેલી પ્રતો વગેરે બતાવવાની તસ્દી લીધી હતી. એમનાં એ બન્નેનાં જ્ઞાન, ગંભીરતા, પ્રેમ, નિરભિમાનતા અને નિર્મળતાની મારા ઉપર બહુ ઊંડી છાપ પડી છે, પણ દિલગીરી એટલી જ હતી કે, બીજા કાર્યક્રમોને લઈને હું એમના સત્સંગનો લાભ બહુ વાર લઈ ના શકયો.

વૈષ્ણવો. સનાતનીઓ, કલાપ્રેમીઓ અને ઇતિહાસરસિકોના હૃદયમાં ડભોઈ માટે જેવું ગૌરવ છે તેવું જ ગૌરવ જૈનભાઈઓ અને સાધુમહારાજો પણ ધરાવે છે. કારણ કે, વસ્તુપાળતેજપાળ જૈન મહાજનો હતા.

એમણે જેમ વૈદ્યનાથ, કાલિમાતા, ધવલેશ્વર ઇત્યાદિ મંદિરો અને ગઢ બંધાવ્યા હતા તેમ જ પાર્શ્વનાથ વગેરે મંદિરો અને જિનાલયો પણ બાંધ્યાં હતાં. સોનાના કળશો એ મંદિર પર દીપતા.

'ચતુર્વિંશતિકા'ની ટીકા વિક્રમ સંવત ૧૨૧૧માં ડભોઈમાં લખાઈ હતી. એના છેલ્લા શ્લોકમાં ડભોઈને સ્વર્ગ સાથે સરખાવ્યું છે; કારણ કે, ત્યાં વપરાતું કેસર ચારે દિશાએ મહેકી રહેતું હતું.

આચાર્ય વિનયચંદ્રે લખેલા 'કાવ્યશિક્ષા' ગ્રંથમાં દર્ભાવતીનો ઉલ્લેખ છે.

કલિકાલસર્વજ્ઞ હેમાચાર્યના 'યોગશાસ્ત્રવૃત્તિ'ની નકલ ડભોઈમાં થયેલી છે, અને તે વટપદ્રક એટલે વડોદરાના પંડિત વોસારીને હાથે.

જૈન ગ્રંથોમાંથી ડભોઈ વિષે જેટલી માહિતી મળે છે તેટલી બીજે કંઈથી નથી મળતી.

એમાંથી માલૂમ પડે છે કે, મૂળરાજ પછીના બધા રાજાઓની ડભોઈમાં મૂર્તિઓ હતી. વસ્તુપાળતેજપાળનાં માતા કુમારદેવીને હાથી પર બેસાડી એમના હાથમાં રૂપાનાં ફૂલોની માળા

આપેલી પૂજા માટે જતાં હોય એવી મૂર્તિ હતી. વસ્તુપાળતેજપાળના પૂર્વજોની મૂર્તિઓ જિનાલયોમાં સ્થાપી હતી. એકસો સિત્તેર જૈન દેરાસરો એમણે ડભોઈમાં સ્થાપ્યાં હતાં.

રેવા અને ઉરના (ઓર) સંગમ પર ચાણોદમાં કાળક્ષેત્ર-તીર્થે વીરેશ્વર મહાદેવનું મંદિર એ વિશાળ હૃદયના બંધુઓએ બંધાવી કુંભેશ્વરમાં પાંચ સંતસાધુઓ માટે ધર્મશાળાઓ બાંધી હતી.

સુપ્રસિદ્ધ જૈન સાધુ ન્યાયાચાર્ય યશોવિજયજી જેમણે એક હજાર ચારસો ચુમાળીસ ગ્રંથો લખ્યા હતા, ને ડભોઈમાં અનશનવ્રત કરીને ઈ. સ. ૧૬૮૭માં જે કાળધર્મ પામ્યા હતા તેમની સમાધિ ડભોઈમાં છે.

ગામ વચ્ચે સૃષ્ટિસૌંદર્યથી અને કલાથી શોભતું એવું મોટું તળાવ છે. પણ, મચ્છરો અને ગંદકી દૂર કરાવવાની આપણી વર્તમાન બીનઆવડતને લીધે પ્રજાને લાભ આપવાને બદલે એ સુંદર તળાવ હાલ તો નુકશાન કરી રહ્યું છે. એ વિચારમાં હું ડૂબ્યો હતો, તેથી એનો આનંદ હું ના લઈ શક્યો.

આમ આપણાં ઘણાં શહેરો, આપણે કપૂતો ઊઠયા છીએ તેથી, પૃથ્વી પર સ્વર્ગનું સુખ આપવાની તાકાત ધરાવવા છતાં દુઃખદાયક થઈ પડયાં છે.

સૃષ્ટિસૌંદર્ય, કલાસૌંદર્ય, કવિતા અને ધર્મની કેસર જેવી સુગંધ ફરી પ્રાપ્ત કરવા ગૂર્જર દેશ સમર્થ થાવ, એવી વૈદ્યનાથ અને મહાકાળી જે વર્તમાન સમયની પણ દેવતા છે તેમને મારી અંતઃકરણની પ્રાર્થના છે.

## ગૂજરાતની સંસ્કૃતિની સરહદ

ગૂજરાતના સ્થાપત્ય અને શિલ્પની સરહદ ઉત્તરે છેક અજમેર સુધી, દક્ષિણે નાલાસોપારા સુધી, પૂર્વે ઉજ્જન અને માળવા સુધી

અને પશ્ચિમે દ્વારકાં સુધી પહોંચે છે. મેવાડ અથવા ઉદેપુર, મારવાડ અથવા જોધપુર અને બિકાનેરના શિલ્પીઓ અને ગૂજરાતના શિલ્પીઓ એક ગુરુના શિષ્યો છે. અમદાવાદમાં નવા થનાર મ્યુઝિયમ માટે રિલીફરોડ થયો ત્યારે બાદશાહની પોળનું એક લાકડાનું ઉત્તમ કોતરણીવાળું મકાન આખું ને આખું સાચવી રાખ્યું છે. ડોશીવાડાની પોળમાં સ્વ. મોહનલાલભાઈનું એક સુંદર લાકડાની કોતરણીવાળું મકાન હજી ઊભું છે, અને ફત્તાશાની પોળના ઉત્તર ઢાળે હરકોર શેઠાણીનું મકાન ભરચક કોતરણીને માટે અને ખાસ કરીને ચીનના મગર સર્પોના ટેકાઓ માટે જોવાલાયક છે.

## રજપૂતાના

કાંકરોલી ઉદેપુર રિયાસતનું છે. ત્યાં રાણા રાજસિંહનો મહેલ, અને નવચોકીનો શુદ્ધ આરસનો સુંદર ઓવારો રાયસાગરને કિનારે દેલવાડાનાં મંદિર જેવો શોભે છે! ઓવારો બહુ જ લાંબો, પહોળો અને ઊંચો છે, છતાં એના બાંધકામની ખૂબીને લીધે એ નાજુક સુંદર અને મનોહર લાગે છે. બાર માઈલ વિસ્તારતા રાયસાગર તળાવને કિનારે બેસીને નવચોકીની શિલ્પકલાનું દિવ્ય સૌંદર્ય ભોગવવું એ જીવનની ધન્ય ઘડી છે!

ચિત્તોડગઢ ઇતિહાસ માટે જેટલો દર્શન કરવા યોગ્ય છે તેટલો જ હિંદુ કારીગરી અને શુદ્ધ હિંદુ કલા માટે પણ યાત્રાના ધામ જેવો છે. ત્યાંના એક કીર્તિસ્તંભ ઉપર આપણા તમામ દેવો, પુરાણો તથા કથાવાર્તાનાં ઘણા પ્રસંગો અને સૂચનો અને અલંકારો ઠસાઠસ ભર્યાં છે. ત્યાં વિશ્વકર્માની પણ કેટલીક મૂર્તિઓ કોતરેલી છે, અને એનો ઘાટ, છત્રી અને ઉપર ચઢવાની સીડીના આખા માર્ગે આવતા વિસામા, ઝરૂખા અને બારીઓ ઉત્તમ કોતરણીની ખાણ છે.

ઉદેપુરના રાજદરબાર અને બગીચા, મહાલય અને ગઢ એ સૌની રચનાનું અનુકરણ દિલ્હીઆગ્રામાં થયું છે, કે દિલ્હીઆગ્રાએ ઉદેપુરનું અનુકરણ કર્યું છે એ કહેવું મુશ્કેલ છે. પાછળથી ત્યાંના ધનવૈભવથી એ રચના વધી, અને વિસ્તાર પામી એ જુદી વાત છે. કાંકરોલીનો ઓવારો સોમપુરા શિલ્પીઓએ બાંધ્યો. એ આપણા સત્તરમી સદીના શિલ્પીઓને માટે ગૌરવનો વિષય છે. મંડને રાજવલ્લભ નામનો પ્રસિદ્ધ 'શિલ્પશાસ્ત્ર'નો ગ્રંથ સોળમી કે સત્તરમી સદીમાં લખ્યો. એ મંડન ઉદેપુરનો રાજ્યસ્થપતિ હતો. એ પણ સોમપુરો બ્રાહ્મણ હતો. આમ સોમનાથ પાટણના સોમપુરા બ્રાહ્મણો મારવાડ, મેવાડ, અને માળવા સુધી પંકાયા. ચંદ્ર ને પ્રભાસપાટણમાં યજ્ઞ એમણે કરાવ્યો હતો, એવો એમનો દાવો છે. સોમનાથનું શિવમંદિર એમણે બાંધ્યું હતું, અને ત્યારથી અત્યાર સુધીનાં પાટણ અને ગૂજરાત કાઠિયાવાડનાં મહત્ત્વનાં કામ એમને હાથે થયેલાં છે.

વિશ્વકર્મા એ એમના ઇષ્ટ દેવ છે. વીસનગર, વડનગર અને ખંભાત સુધી એ પ્રસરેલા છે. પરંતુ, હવે એમની વસ્તી બહુ ઓછી થઈ ગઈ છે. મુસલમાન સલાટોમાંના ઘણા મૂળ સોમપુરા બ્રાહ્મણો જ હશે એમ એમનાં કામ જોતાં લાગે છે.

ઉદેપુરના રાજમહેલમાં સુંદર જડિત કામ મેં જોયું. એ નવું જ થતું હતું. મને અદ્ભુત રસથી ભરેલા, ઐતિહાસિક સ્મરણોથી રોમાંચ ખડાં કરે એવા સ્થળમાં પરદેશી કારીગરી જોઈને દુઃખ થયું. રાજમહેલમાં પ્રાચીન પદ્ધતિની રચના હતી. રંગરંગના મોર છૂટા ફરતા હતા. મોટરોના આ યુગમાં દરબારે હાથીઓ ઝૂલી રહ્યા હતા. સરોવરમાં દેશી રંગની હોડી હતી. દૂરદૂર પર્વતો અને વન શોભતાં હતાં. આવા શુદ્ધ રાષ્ટ્રિય વાતાવરણમાં પેલી જડિતકામની પરદેશી શોભા મને ખૂંચતી હતી. મેં દરબારી દાક્તરને એ વિશે પૂછયું. એમણે કહ્યું: 'કુંદનલાલ નામના રાજ્યના શિલ્પીને અમે ઇટલી

મોકલ્યો હતો. એ આ બધું ત્યાંથી શીખી લાવ્યો છે. અને, આરસ તો અમારા રાજ્યના જ છે, પણ દેશપરદેશથી પણ આપણે નવું શીખવું તો જોઈએ જ ને?' હું ખુશ થયો. અને, કુન્દનલાલને મળવાની ઇચ્છા દર્શાવી. પણ, મારે ત્યાં બહુ થોડો વખત રહેવાનું હતું એટલે એમને ના મળાયું એ દિલગીરીની વાત છે.

## દિલ્હી-આગ્રાની કલાલક્ષ્મી



દીવાને આમ

મહારાજા બિકાનેર અને જોધપુરના મહેલો હજી બંધાઈ રહ્યા છે. અને, કરાંચી સુધી એ રાજસ્થાની–શુદ્ધ હિંદુસ્તાની–સ્થાપત્યની અસર પહોંચે છે. બુંદીકોટામાં તો મંદિરોના ઘુમ્મટ, સ્ટેશન અને ટાવરો સુદ્ધાં શુદ્ધ આપણી જ કલામાં હજી બંધાતાં જાય છે. દિલ્હી, આગ્રામાં, સુંદર કોતરણી કરનાર શિલ્પીઓ હજી છે. અને, કેમ ના હોય? દિલ્હી, આગ્રાની કલાલક્ષ્મી એ તે કાંઈ જેવીતેવી છે?

દીવાને આમ અને દીવાનેખાસ, કુતુબમિનાર અને તાજમહાલ, મોતી મસ્જિદ અને જુમા મસ્જિદ એ કંઈ એક રાજ્યકર્તાના મનના ફાંટામાંથી ઉત્પન્ન થયેલાં છે? હજારો વર્ષોથી પોષાયેલી ભક્તિ અને સંસ્કૃતિમાંથી એ ઉત્પન્ન થયેલાં છે.



દીવાને ખાસ

દિલ્હીની જુમા મસ્જિદમાં હું જેટલી વાર ગયો છું તેટલી વાર મારું હૃદય ભગવાન તરફ ભક્તિભાવથી ઊભરાઈ ગયા વગર રહ્યું નથી. મને ત્યાં રામ કે રહેમાનમાં કંઈ જ ફેર હોય એમ લાગતું નથી. અને, શેનું લાગે? ત્યાં પણ મોટી દાંડીનાં કમળો જેવા જ ટોડા છે. ઉપર સહસ્રદળકમળ ખીલ્યાં છે, અને કમળ ઉપર અમૃત ભરેલા સોનાના કળશ છે! તાજમહાલ પણ પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશી પંચમહાભૂતો રૂપ પાંચ રત્નોના આર્ય દેવળનો જ પ્રકાર છે.

મયૂરાસન આગળ કે કિલ્લાઓના મહેલોની અગાશીઓમાં ફરતાં ફરતાં, મોતી મસ્જિદ કે દર્શનબારી આગળ મને હમેશાં લાગ્યું

છે કે, વૈકુંઠની આપણી કલ્પના પ્રમાણે જ, આ પૃથ્વી પર વૈકુંઠ બનાવવાનો હિંદી શિલ્પીઓએ પ્રયત્ન કર્યો છે. દીવાને ખાસ આગળ બરાબર લખ્યું છે: 'સ્વર્ગ ક્યાં છે? અહીં છે. અહીં છે. અહીં છે.'

મોગલ બાદશાહોને પરદેશી કોણ કહી શકે? એમના ઉત્તેજનથી આપણાં સંગીત અને નૃત્ય, ચિત્રવિદ્યા અને સ્થાપત્ય, સંપૂર્ણપણે ખીલ્યાં છે. ફત્તેહપુર સિક્રી કે સિકંદરા આપણાં જ વાયુમંડળમાંથી ઊભાં થયેલાં છે. આ સ્થળોની શોભા, શાંતિ અને પવિત્રતા અનુપમ છે. જે ભાવથી હિન્દુભાઈઓ અને બહેનો તીર્થયાત્રા કરે છે તે જ ભાવથી દિલ્હીઆગ્રા જુએ એવી મારી એમને પ્રાર્થના છે. ત્યાંથી ઘણું શીખવાનું અને ઘણી પ્રેરણા મળે એમ છે. ઇતિહાસ—અનુભવમાં ઊતરેલું તત્ત્વજ્ઞાન—અને કવિતા એ બન્ને તમને ત્યાં મળશે.

## બાંધકામમાં માનુષી ભાવ

શિલ્પીઓ સાચે જ દિલ્હીઆગ્રામાં ત્યાં બીજા બ્રહ્મા—વિશ્વકર્મા—બનીને અજબ સૃષ્ટિ રચી શક્યા છે. સિકંદરામાં અકબરે બંધાવેલાં ભવન જાણે ખુદ અકબર બોલતા હોય એવાં બન્યાં છે. હુમાયુ જેવો રસિક હતો, જહાંગીર જેવો પ્રેમી અને વિલાસી હતો, અને શાહજહાનના હૃદયમાં જેવું પ્રેમનું કાવ્ય ભર્યું તેવાં તેવાં તેમનાં ભવનો બન્યાં છે. તાજમહાલ એ તો કરુણરસનું વહેતું અમર કાવ્ય છે. ત્યાં યમુનાકિનારે એ ઠરી જઈને ઊભું છે!

શેરશાહ અને હુમાયુના રોજા જુઓ! શેરશાહ ખડતલ, ક્રૂર, જંગલી અને ઘાતકી હતો. એનું મકાન પણ એવું જ દેખાય છે. હુમાયુ સુધરેલો, દુઃખથી ઘડાયેલો, સંસ્કારી અને ભક્ત હતો. એનું મકાન પણ એ વાત બોલી રહ્યું છે. ધન્ય છે એ શિલ્પાચાર્યોને!

અમદાવાદમાં દરિયાખાનનો ઘુમ્મટ જુઓ, અને સરખેજના

રોજા જુઓ. દરિયાખાન મૃત્યુને ભયંકર જુએ છે. એનું જીવન પણ ચોરી, લૂંટફાટ અને બહારવટામાં ગયું હતું. મકાન પાસે નિમાઝ પઢવાની એક નાની સરખી ઓરડી કરવી પણ એ ભૂલી ગયો હતો. એની કબર ઉપરનો ઘુંમટ ભૂતપ્રેતના આશ્રયસ્થાન જેવો ભયંકર છે, અને સુલતાનો અને બેગમો, સંત અને ઓલિયાઓની કબરો અને રોજા જુઓ! પ્રભુને ખોળે, આનંદધામમાં જાણે એ બધાં શાંતિથી સૂતાં છે!

હું કબૂલ કરું છું કે, આ કલાસમૃદ્ધિ, આ સંસ્કૃતિ અને આ બધાં ભવ્ય અને સુંદર મંદિરો છતાં, આપણાં જીવન આજે તો શુષ્ક, નિષ્ક્રિય અને નિરુત્સાહી થઈ ગયાં છે. પ્રજા આખી કાલ સુધી ગુલામ હતી.

જે રાષ્ટ્રજીવનને હૃષ્ટપુષ્ટ કરવામાં આ બધાં સાધન એક કાળે પ્રેરક હતાં તે પ્રેરણા આજે આપણી પ્રજાને મળતી બંધ થઈ ગઈ છે.

જ્ઞાન વગરની અંધશ્રદ્ધા પ્રજાજીવનને બહુ મદદ નથી કરી શકતી. કેળવણી પણ કેવળ આર્થિક અને પરરાજ્યને પોષક દૃષ્ટિથી હમણાં સુધી અપાતી હતી. કલા કે શુદ્ધ રસના સંસ્કારને આજની કેળવણીમાં સ્થાન ન હતું.

બુદ્ધિસ્વાતંત્ર્ય કે વૈજ્ઞાનિક દૃષ્ટિને સંતોષ આપે એવું આપણું તત્ત્વજ્ઞાન તો છે, પણ એ તત્ત્વજ્ઞાન મંદિરોમાંથી ચાલ્યું ગયું છે. મંદિરોમાં ઘણેખરે ઠેકાણે સ્વાર્થવૃત્તિ અને દુકાનદારી ચાલે છે. મોટાં મંદિરોનાં કોર્ટદરબારે બહુ ધન ખર્ચાઈ ગયાં છે.

અનીતિ, દુરાચાર, વહેમ અને દુરાગ્રહ મંદિરોને અંગે વધી ગયાં છે. આચાર્યો મોટેભાગે ભ્રષ્ટ છે.

ભક્તોમાં પણ ચારિત્ર્યબળ વગર દૈવીસંપત્તિ કેવી રીતે આવે ? જ્ઞાન વગર પ્રજ્ઞા કેમ ખીલે ? સંયમ તપ. અને લોકસંગ્રહ માટે મંદિરો અને સંપ્રદાયોમાં ધગશ જોઈએ, વ્યવસ્થાશકિત જોઈએ.

પરંતુ, નિરાશ થવાની જરૂર નથી. યુગધર્મને યોગ્ય જ્ઞાન, યોગ્ય દૃષ્ટિ અને સાચી સ્વદેશભકિત કેળવીશું તો કશું અસાધ્ય નથી.

કોટયાધિપતિના કોઈ ભોળા અને મૂર્ખ, પણ સાચા વારસના જેવી આજે આપણી દશા છે. આવા વારસને એના જીવનમાં ક્વચિત્ પોતાની સંપત્તિની ખરી કીમત સમજાય, અને યોગ્ય દોરવણી મળે તો સૌ સારાં વાનાં થાય છે.

મને શ્રદ્ધા રાખવાને કારણ છે કે, આપણાં પણ સૌ સારાં વાનાં થશે !

દેશભકિત અને ચારિત્ર્ય આવશે એટલે હું આશા રાખું છું કે, બધી સામગ્રી અનુકૂળ થશે.

[ ૩ ]

# નાલંદા

## વિદ્યાપીઠો

હિંદુસ્તાનમાં ઉચ્ચ કેળવણી અંગ્રેજી રાજ્ય આવ્યા પછી અપાવવા માંડી છે, એવું તો હું ધારું છું કે, હવે કોઈ નહિ જ માનતું હોય. તક્ષશિલા, નાલંદા, વલભીપુર, કાશી, વિક્રમશિલા, ઉદન્તપુરી, જગદ્દલ, મિથિલા અને નવદ્વીપ એટલાં ઉત્તરમાં વિશ્વ-વિદ્યાલયોનાં કેન્દ્ર હતાં, અને દક્ષિણ ભારતમાં મદુરા, કાંચી, વિજયનગર ઇત્યાદિ સ્થાનોએ ઉચ્ચ શિક્ષણ બહુ ઉત્તમ રીતે આપતાં હતાં.

## રામગઢ કોંગ્રેસ

રામગઢ કોંગ્રેસ વખતે મને ઇતિહાસપ્રસિદ્ધ બિહાર પ્રાંતમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. દામોદર નદીને કિનારે કેસૂડાના ફૂલોની વચ્ચે જનક વિદેહી, જરાસંધ, મહાવીર અને બુદ્ધ ભગવાનનાં સ્મરણ થતાં હતાં. વરસાદ થવાથી લોકો માને છે કે, કોંગ્રેસ છિન્ન-ભિન્ન થઈ ગઈ, પણ અમે તો ત્યાંથી પાછા ફરતાં, નાલંદા મહા-વિહાર અને વિશ્વવિદ્યાલયનાં દર્શન કરીને આવ્યા હતા, એટલે અમારે હિસાબે કોંગ્રેસની યાત્રા સાર્થક થઈ હતી. કુદરતને અમે પુરબહારમાં જોઈ હતી.

## જવાનો રસ્તો

ગયાજીથી નાલંદા રાજગૃહ અને પાવાપુરી* એક સામટાં જોઈને રાત્રે પાછા આવી જવાય એવી મોટરમાર્ગે ગોઠવણ થઈ શકે છે. નાલંદાનાં ખંડેર પટણાથી પંચાવન માઈલ અગ્નિ ખૂણે અને રાજગૃહથી ઉત્તરે એક યોજન એટલે સાત માઈલ દૂર આવેલાં છે. 'બખ્તિયારપુર બિહાર' નામની નાની રેલ્વે પણ નાલંદા જાય છે. એ રેલ્વેના નાલંદા સ્ટેશનથી આ સ્થળ માત્ર બે માઈલ દૂર છે. નાલંદા સ્ટેશનથી કોઈ વાહન મળતું નથી કે ત્યાં રહેવાખાવાની કંઈ સોઈ નથી. માટે બે માઈલ ચાલી નાખવાની, અને ભાથું સાથે રાખવાની ગોઠવણ કરીને યાત્રીઓએ ત્યાં જવું એવી અમારી સલાહ છે. પરંતુ. શ્રમ કે તકલીફ ન ગણકારતાં, નાલંદા જરૂર જોવા જવા અમારી ભલામણ છે. રાજગૃહમાં ધર્મશાળાઓ તથા ખાવાપીવાની સગવડ મળે છે. માટે પહેલાં નાલંદા જઈને પછી રાજગૃહ જવાથી સગવડ સચવાય ખરી. સરકારી પુરાતન વસ્તુસંશોધન ખાતાને આપણે યશ આપવો જોઈએ, કારણ કે એમને પ્રતાપે આજે પ્રાચીન ગૌરવનું આ તીર્થ જેવું છે પાવનકારી ધામ અને કલાસંગ્રહ જોવા આપણે ભાગ્યશાળી થઈએ છીએ.

## નાલંદાનાં ખંડેર

પેસતાંની સાથે જ પૂર્વ બાજુએ, મોટાં મોટાં છાપરાં વગરના ઈંટોના ખંડોની હાર છે. સામી બાજુએ મંદિરોનાં ખંડેર છે, અને દક્ષિણ છેડે મોટો ચાલીસ ફૂટ ઊંચો સ્તૂપ એટલે સમાધિમંદિર છે. વિદ્યાર્થીઓને રહેવાની ઓરડીઓ, નાના નાના વર્ગો લેવાના ખંડો, વ્યાખ્યાનોને માટે મોટા ખંડ, ચોક, ઓટલા અને અગાશીઓ છે.

* મહાવીરનું સ્થાન

પાણીના નિકાલને માટે પાકી નીકો છે. મઠ કે વિહારના એકંદર નવેક જુદા જુદા ખંડો જડયા છે, અને સ્તૂપની જગા તથા મંદિરો થઈને બીજી પાંચ જગ્યાઓ વિહારોની પશ્ચિમ બાજૂએ હારબંધ આવેલી છે. મંદિરો અને વિહારો અથવા છાત્રાલયની વચ્ચે એક મોટો રસ્તો હતો એમ લાગે છે. છાત્રાલયોમાં મીઠાપાણીના કૂવા, એક નાનું મંદિર અને દરેક મકાન દીઠ રસોઈ કરવાના પાકા ચૂલા છે. ચૂલા નાના નહિ, પણ મોટી તમણો છે.



નાલંદા વિદ્યાપીઠનાં ખંડિયેરો

સ્તૂપ પાસે જવાનું એક ઈલોરાના ઘાટનું પ્રવેશદ્વાર હતું. બે બાજૂએ ગોખલામાં બોધિસત્ત્વોની ઊભેલી અને બેઠેલી સુંદર મૂર્તિઓ હતી, અને સ્તૂપની ઉપર જવાને મોટો દાદરો હતો. સ્તૂપની બાજૂમાં નવ નવ માળનાં ત્રણ પુસ્તકાલયો હતાં, અને સ્તૂપની પૂર્વે અને પશ્ચિમે મંદિરો હતાં. જેમ જેમ સ્તૂપ ભાંગતો ગયો એમ એમ એને ફરી ફરીને બાંધવામાં આવ્યો હતો. એવાં ત્રણ પડ ખસેડીને હાલનું પ્રવેશદ્વાર, અને ગોખલાની મૂર્તિઓ ખુલ્લી કરવામાં આવી છે. સ્તૂપની ઉત્તરે અવલોકિતેશ્વર બુદ્ધની ઊભી મૂર્તિનું મંદિર છે. અને, દક્ષિણ પૂર્વને છેડે આ વિદ્યાપીઠના પહેલા કુલપતિ નાગાર્જુનની મૂર્તિ છે.

ત્રણચાર મંદિરોનાં અવશેષ પડયાં છે. એકમાં પલાંઠી વાળેલી બુદ્ધની ધ્યાનીમૂર્તિનો નીચેનો ભાગ, આસનની નીચે દેવો અને ભક્તમંડળ, પ્રદક્ષિણામાર્ગ અને ઓટલા રહ્યા છે. બીજી બે જગ્યાઓએ બુદ્ધની આખી અણીશુદ્ધ મોટી મોટી ભાવભરી મૂર્તિઓ છે, અને એક બાજૂ જૂની ભઠ્ઠી છે. આ ભઠ્ઠીમાં ધાતુની મૂર્તિઓ તૈયાર કરવામાં આવતી હતી.

જે જે મંદિરો છે તેના ઓટલા, પ્રદક્ષિણામાર્ગ, મૂર્તિઓ, અગાશીઓ અને ચોક હજી આખાં છે, અને એ પૂર્વકાળની ભવ્યતાનો ખ્યાલ આપે છે.

સ્તૂપની ચાળીસ ફૂટ ઊંચી સીડી પર ચઢીને ચારે તરફ નજર નાખતાં માઈલો સુધીનો પ્રદેશ દૃષ્ટિગોચર થાય છે. નાલંદાની સરહદની કલ્પના સાથે માનસચક્ષુ સમીપ તેજસ્વી ભૂતકાળ પણ ખડો થઈ જાય છે, અને સરોવરો અને આમ્રકુંજોથી છવાયેલી એ ભૂમિ હતી ત્યારે ખુદ ભગવાન બુદ્ધ પોતે જ્યાં ફરેલા અને રહેલા ત્યાં આપણે અત્યારે ઊભા છીએ એમ જાણીને એક જાતની આનંદલહરિ થયા કરે છે !

**ઇતિહાસ**

ભગવાન મહાવીરે ચૌદ ચાતુર્માસ આ સ્થળે કર્યા હતા. ભગવાન બુદ્ધ પોતે ઘણી વાર આ સ્થળે આવેલા છે તે વખતે આ સ્થળની આસપાસ પુષ્કળ વસ્તી હતી, અને આબાદાનીનો પાર ન હતો. પૂર્વજન્મમાં ભગવાન આ સ્થળે રાજા હતા એવી કથા છે. તે વખતે એમણે તમામ રાજલક્ષ્મી એટલી બધી ખર્ચી નાખી હતી કે, પોતાનો સ્વાર્થત્યાગ અને દાન ચાલુ ને ચાલુ રહેલાં, કોઈ દિવસ એ અટક્યાં નથી. તેથી આ સ્થળનું નામ નાલંદા પડયું છે. પોતાનું બધું આપી દીધા છતાં જે સંતોષ પામ્યો નહિ તે નાલંદ.

બુદ્ધાવતારમાં ઉપદેશને માટે અને આશ્રમ બનાવવા માટે ભગવાનને આ સ્થળ બહુ જ ગમતું હતું, તેથી આસપાસના ધનવંાનોએ કરોડો રૂપિયા ખરચીને આ સ્થળ વેચાતું લઈને આશ્રમ બનાવી આપેલો એવી પણ કથા છે. નાલંદામાં થતો ભગવાનનો ઉપદેશ સાંભળીને 'હજારો જીવો તરી ગયા અને અર્હંત્પદને પામ્યા.'

એમના મહાશિષ્ય સારીપુત્તનું જન્મસ્થાન પણ આ હતું, અને એ નિર્વાણ પણ અહીંજ પામેલા. નિર્વાણ પામ્યા ત્યારે એંશી-હજાર અનુયાયીઓ એમની પાછળ શોકસાગરમાં ડૂબી ગયા હતા. તારાનાથ કહે છે કે, મહારાજા અશોક સારીપુત્તની સમાધિનાં દર્શન અર્થે અહીં પધારેલા. પછી અશોકે આ સ્થળે મંદિર પણ બંધાવ્યું. તે દિવસથી નાલંદા વિહારની સાચી સ્થાપના થઈ એમ ગણી શકાય.

ઈ. સ.ની બીજી સદી દરમિયાન નાગાર્જુન બુદ્ધ ધર્મના મહાયાન સંપ્રદાયના સુપ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની અને રસાયણશાસ્ત્રી થઈ ગયા. એમણે પોતાનો અભ્યાસ નાલંદામાં કરેલો અને પછીથી એ જ અહીંના કુલગુરુના પદ સુધી પહોંચ્યા હતા. એમના વખતમાં સુવિષ્ણુ નામના બ્રાહ્મણે હીનયાન અને મહાયાનની પડતી અટકાવવા નાલંદામાં એકસો આઠ મંદિરો બાંધ્યાં હતાં.

## કુલપતિ અને આચાર્યો

બુદ્ધધર્મના માધ્યમિકા વિભાગના આર્યદેવ નામના તત્ત્વજ્ઞાની ચોથી સદીની શરૂઆતમાં થઈ ગયા. એ પણ નાલંદામાં આચાર્યપદે હતા. યોગાચાર વિભાગના ભિખ્ખુ આસંગે પાંચમી સદીમાં બાર વર્ષ નાલંદામાં ગાળેલાં છે. એમની પછી એમના ભાઈ સુપ્રસિદ્ધ વસુબન્ધુ નાલંદાના કુલગુરુપદે આવેલા છે.

## રાજ્ય-આશ્રય

ગુપ્ત રાજાઓએ નાલંદાને બહુ ઉત્તેજન આપ્યું છે. [illegible]લિયે

મઠ બંધાવ્યો. બુદ્ધગુપ્ત, તથાગતગુપ્ત અને બાલાદિત્યે હારોહાર વિહારો અને છાત્રાલયો બાંધ્યાં હતાં. બાલાદિત્ય છઠ્ઠી સદીની શરૂઆતમાં થઈ ગયો. એણે હૂણ સરદાર મિહિરકુલને હરાવી ભગાડ્યો હતો.

આ વિહારો ઘણું કરીને હાલ ઊભા છે ત્યાં જ હશે. એ ચારચાર અને છછ માળ ઊંચા હતા, એમ કહેવાય છે.

### હ્યુએનસંગ

ચીની સાધુ હ્યુએનસંગે નાલંદામાં એંશી ફૂટ ઊંચી ભગવાન બુદ્ધની તાંબાની મૂર્તિ જોઈ હતી! છઠ્ઠી સદીની શરૂઆતમાં અશોક વંશના છેલ્લા રાજા પૂર્ણવર્માએ એ સ્થાપેલી.

### હર્ષવર્ધન

પાટલીપુત્રથી કનોજ હિંદુસ્તાનની રાજધાની થયા બાદ ઈ. સ. ૬૦૬થી ૬૪૭ વર્ષોમાં મહાપ્રતાપી ચક્રવર્તી હર્ષવર્ધન રાજા થઈ ગયા. એમણે પણ નાલંદાને પુષ્કળ મદદ કરેલી છે. દસ ફૂટ ઊંચો એવો એક પિત્તળનો વિહાર એમણે નાલંદામાં બંધાવ્યો હતો. સો ગામોની આવક હર્ષવર્ધને નાલંદાને ભેટ કરેલી, અને બસો કુટુંબો દરરોજ વિહારની રોજની જરૂરિયાતો (જેવી કે ચોખા, ઘી અને દૂધ) પૂરી પાડવાના કામમાં રોકાયેલાં રહેતાં હતાં.

માણસની મુખ્ય જરૂરિયાતો ચાર છે: રહેવાનું, ખાવાનું, વસ્ત્રો અને જ્ઞાન. નાલંદાના વિદ્યાર્થીઓને એ ચારે મનમાન્યાં મળતાં હતાં. પછી એમનું જ્ઞાન વધે, અને બુદ્ધિ તેજસ્વી થાય એમાં શી નવાઈ છે? સંપૂર્ણપણે એ જ્ઞાની થઈ શકતા તેનું રહસ્ય જ એ છે, એમ હ્યુએનસંગ લખે છે. અત્રે વિદ્યાર્થીઓને ભિક્ષા માગવા નહોતું જવું પડતું, અને બધો સમય અભ્યાસ માટે રોકી શકાતો હતો.

મહારાજા હર્ષવર્ધન નાલન્દાના સાધુઓને બહુ માન આપતા.

પોતે એમના દાસ છે એમ કહેતા. કનોજમાં એક પ્રસંગે એક પરિષદ ભરાઈ હતી તે વખતે નાલંદના એક હજાર ભિખ્ખુઓ ત્યાં હાજર હતા.

**અભ્યાસક્રમ**

આચાર્ય શીલભદ્રે હ્યુએનસંગનું ભવ્ય સ્વાગત કરી એમને અંતેવાસી તરીકે નાલંદામાં રાખ્યા હતા. હ્યુએનસંગ અત્રે ઘણાં વર્ષો રહ્યા. અભ્યાસના વિષયોમાં ધર્મશાસ્ત્રો, વેદ, હેતુવિદ્યા (તર્ક-શાસ્ત્ર), શબ્દવિદ્યા ( વ્યાકરણ ), ચિકિત્સાવિદ્યા ( વૈદક ) અને અથર્વ વેદ એટલા મુખ્ય હતા, અને સાહિત્ય, કાવ્ય, અલંકાર, ચિત્ર, શિલ્પ, ધાતુનિર્માણ, સાંખ્ય, ન્યાય, યોગશાસ્ત્ર ઇત્યાદિ તમામ વિદ્યાકળા શીખવાતી.

કુલપતિ શીલભદ્ર પાસે હ્યુએનસંગ યોગ શીખ્યા. બીજા આચાર્યો પાસેથી ન્યાય, હેતુવિદ્યા અને શબ્દવિદ્યાનું અધ્યયન કર્યું, અને બૌદ્ધ તથા બ્રાહ્મણ ગ્રંથોનો પણ એમણે અભ્યાસ કર્યો હતો.

અભ્યાસની પદ્ધતિ ભાષણો, નોટ્સ અને સામટી પરીક્ષાઓની ન હતી. ' ડાલ્ટન ' પદ્ધતિ જે આ જમાનામાં પણ સર્વોત્તમ ગણાય છે તેને અનુસરતી સંપૂર્ણ સ્વતંત્ર રીતે અભ્યાસ કરવાની ત્યાં ગોઠવણ હતી. વિદ્યાર્થીઓના ખંડ જ એ વાતની સાક્ષી પૂરે છે.

એકએક ખંડમાં એકએક વિદ્યાર્થી રહેતો. બહાર વૃક્ષો, તળાવો, લતાકુંજો, આંબાવાડિયાં, કમળો અને પક્ષીઓ હતાં. વિદ્યાર્થીને તો પોતાનો અભ્યાસ પોતાની મેળે જ કરવાનો હતો. એની ઓરડીની ચારે બાજૂ ભીંતો અને એકાંત હતું. એકાગ્ર મનન અને નિદિધ્યાસન કરીને દરેક વિષયનું તારતમ્ય એને પોતાની મેળે શોધી કાઢવાનું હતું. આચાર્યો એને વ્યક્તિગત મદદ કરતા.

નાના નાના વર્ગો સાથે સાથે પણ લેવાતા, અને વ્યાખ્યાનો તથા વાદવિવાદો પણ વિદ્યાલયમાં રોજ સેંકડો સ્થળે થતા હતા ખરા, પરંતુ ખરી મદદ વિદ્યાર્થીઓને પોતાની જ લેવાની હતી. એકંદરે દશ હજાર વિદ્યાર્થીઓ એકીવખતે ત્યાં રહેતા. પંદરસો અધ્યાપકો હતા, અને સો ઠેકાણે વ્યાખ્યાનો અને પરિષદો દરરોજ થતાં હતાં. સભાઓ જીતવા અને જ્ઞાનના દિગ્વિજયો કરવા ઘણા પંડિતો અહીં આવતા.

### પુસ્તકાલય

પુસ્તકાલયના ત્રણ ખંડ નવ નવ માળ ઊંચા હતા. એ વિભાગને ધર્મગંજ નામ અપાયું હતું; 'રત્નસાગર,' 'રત્નોદધિ' અને 'રત્નરંજક' નામના એ ત્રણ પ્રાસાદોનાં એ ત્રણ નામ એ મહાન સરસ્વતી મંદિરને અપાયાં હતાં.

હ્યુએનસંગના કહેવા પ્રમાણે નાલંદા સાહિત્ય અને જ્ઞાનની પ્રવૃત્તિથી ગાજી રહેતું. સાધુઓ અને વિદ્યાર્થીઓ ઉચ્ચ બુદ્ધિબળ-વાળા અને શક્તિશાળી હતા. એમની કીર્તિ અને પ્રતિષ્ઠા જામેલાં હતાં, અને એમનામાંના સેંકડોની નામના દૂર દેશો સુધી વ્યાપેલી હતી.

### વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય

નાલંદાના વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય શુદ્ધ અને નિષ્કલંક હતું. ભિખ્ખુઓ અને વિદ્યાર્થીઓ ધર્મના સિદ્ધાંતો શુદ્ધ બુદ્ધિથી પાળતા. મઠના ધારાધોરણ કડક હતાં, પણ બધા જ શિસ્ત બરાબર પાળતા.

### કીર્તિ

આખા ભરતખંડમાં નાલન્દાના વિદ્યાર્થીઓનું માન બહુ હતું, અને લોકો નાલંદાનું અનુકરણ કરતા હતા. જ્ઞાનના ગંભીર પ્રશ્નો પૂછવામાં, અને એની ચર્ચા કરી ઉત્તર મેળવવામાં દિવસ ટૂંકો

પડતો. સવારથી સાંજ સુધી ચર્ચાઓ અને વાદવિવાદ ચાલ્યા જ કરતા. જૂના વિદ્યાર્થીઓ નવાને મદદ કરતા, અને નવા પણ અનેક રીતે જૂનાને ઉપયોગી થતા. ત્રિપિટક જેમને ન આવડે તેમને શરમાવું પડતું.

છટાદાર વક્તા તરીકે કે વિદ્વાન તરીકેની ઊંચી છાપ મેળવવા દૂર દૂરનાં શહેરોમાંથી મોટા મોટા વિદ્વાનો નાલંદા આવતા; પરંતુ, સામાન્ય જ્ઞાન ઊંચા પ્રકારનું હોય તેમને જ પ્રાવેશિક પરીક્ષામાં પાસ કરવામાં આવતા.

સત્તરઅઢાર વિદ્યાર્થી દાખલ થવા આવે તેમાંથી સાતઆઠ નાપાસ થતા, અને દશેક પાસ થતા હતા. આટલું સખત પરીક્ષાનું પરિણામ છતાં એકંદર દશહજાર વિદ્યાર્થીઓ રહેતા ત્યારે એમની લાયકી કેટલી બધી હશે એનો વિચાર કરો !

### મોક્ષદેવ

હ્યુએનસંગને અહીં મોક્ષદેવ એવું નામ આપવામાં આવ્યું હતું, અને એમના ગયા પછી બહુ વર્ષ સુધી અહીંના શ્રમણો અને વિદ્યાર્થીઓ એમને યાદ કરતા હતા. હ્યુએનસંગના ચીન ગયા પછી પ્રજ્ઞાદેવ નામના સાધુએ એમને એક જોડી વસ્ત્રો મોકલ્યાં હતાં, અને 'અહીંના આપના મિત્રોએ આપને ભક્તિપૂર્વક નમસ્કાર કહાવ્યા છે,' એવો સંદેશો મોકલ્યો હતો.

### શિસ્ત

પૂર્વના દેશોમાં નાલંદા એટલું બધું વિખ્યાત થયું હતું, અને બુદ્ધધર્મના સંસ્કાર અને જ્ઞાનની પ્રવૃત્તિ માટે એની એટલી બધી પ્રશંસા થતી કે, હ્યુએનસંગના ગયા પછી ત્રીસ વર્ષોમાં ચીન અને કોરિયાથી અગિયાર મુસાફરો નાલંદા આવ્યા હતા.

વિદ્વાન ઇત્સિંગ ઈ. સ. ૬૭૩માં હિંદુસ્તાન આવ્યો હતો, અને

અભ્યાસ માટે નાલંદામાં પુષ્કળ વખત રહ્યો હતો. એણે જે પુસ્તક લખ્યું છે તેમાં નાલંદાના સાધુ અને વિદ્યાર્થીઓની ઝીણામાં ઝીણી દિનચર્યા આપી છે. એ કહે છે કે, નાલંદાના જે આદર્શો છે તેનું અનુકરણ આખા જગતે કરવા યોગ્ય છે. શિસ્તપાલનમાં નાલંદા સખત છે, અને એનો તમામ કાર્યક્રમ વખતસર ચાલે તે માટે ત્યાં પાણીમાં એક ઘડી મૂકવામાં આવે છે. એટલે કે ઘડિયાળ પ્રમાણે બધું નિયમસર ચાલે છે.

## પ્રતાપી સ્નાતકો

આ મહાવિહારમાં પ્રાતઃકાળની સ્તુતિ બધા ભેગા થઈને કરતા. એ પતે કે તરત બધા સ્નાન કરવા નીકળતા. નાવા જનારા એકવીસ એકવીસ જણની ટુકડીમાં વહેંચાઈ જતા. દરેકના હાથમાં એકએક પંચિયું રહેતું. વિહારને ચારે બાજુ ફરતો કોટ અને દરવાજા હતા. મુખ્ય દરવાજે એક આચાર્ય રહેતા. તેમની પરીક્ષામાં જે વિદ્યાર્થી પાસ થાય તેને જ વિદ્યાપીઠમાં દાખલ કરવામાં આવતો. અંદરનું ચોગાન ખૂબ વિસ્તારવાળું હતું. એમાં સ્વચ્છ જળથી ભરેલાં વિશાળ તળાવો હતાં. તળાવોમાં સુંદર કમળો થતાં. વસ્ત્રો ઉતારી ભિખ્ખુઓ નાવા જતા. એક વસ્ત્ર ફાટે નહિ ત્યાંસુધી બીજું વસ્ત્ર તેઓ લેતા નહિ. શોખનાં સુંવાળાં વસ્ત્રો વાપરવાની વિદ્યાર્થીઓને મનાઈ હતી. માથાં બોડાં રાખવાનાં હતાં, અને તેલફેલ એમનાથી વપરાતાં નહોતાં. બ્રહ્મચારીને 'મનસા, વાચા અને કર્મણા' શુદ્ધ રહેવાનો આદેશ હતો. હાલના વિદ્યાર્થીઓ ધર્મ કે નીતિ કે સંયમને ગણતા નથી; વાળ ઓળે છે, બીડીઓ ફૂંકે છે, પાન ચાવે છે, સિનેમામાં ભટકે છે, અને 'સેક્સ'–કામવાસના–ને લગતાં પુસ્તકો વાંચે છે. એના જેવું નાલંદામાં કંઈ પણ ન હતું, અને તેથી સ્વાભાવિક રીતે જ એ વિદ્યાર્થીઓ ધીર, ગંભીર અને પ્રતાપી હતા. સ્નાતકો થયા બાદ ઘણાખરા હિમાલયનાં રમણીય

સ્થાનોમાં અને તમામ ભારતવર્ષનાં સુંદર સ્થાનોમાં આશ્રમો કાઢી કાઢીને બેસી જતા. ગુપ્ત સમયના અંત પર્યંત એટલે સાતસો વર્ષ સુધી તો નાલંદાને કલંક લાગે એવું વર્તન કોઈ પણ વિદ્યાર્થીએ કર્યું હોય એવું જાણવામાં આવ્યું નથી.

**પ્રોફેસરો**

પ્રોફેસરો પણ કેવા હતા? શ્રી રતિલાલ ત્રિવેદી એમના 'પ્રાચીન વિદ્યાપીઠો' નામના પુસ્તકમાં લખે છે: 'ધર્મપાલ અને ચંદ્રપાલે બુદ્ધ ભગવાનના ઉપદેશની સુવાસ ફેલાવી; ગુણમતિ અને સ્થિરમતિએ સમકાલીન વિદ્વાનોમાં ઉત્તમ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. પ્રભામિત્રમાં વિશદ વિવાદશક્તિ હતી, જ્ઞાનચન્દ્રનું ચારિત્ર્ય આદર્શ હતું, અને બુદ્ધિ સૂક્ષ્મ હતી. અને, આચાર્ય શીલભદ્રની પરિપૂર્ણતા તો અપ્રસિદ્ધ જ રહી હતી.'

આ સર્વે સમર્થ વિદ્વાનો હતા. ઘણાએ સુપ્રસિદ્ધ ગ્રંથો રચ્યા હતા, અને વિવેચકોએ તે ઉત્કૃષ્ટ ગણ્યા હતા.

આ વિદ્વાન મંડળમાં મહાસ્થવિર શીલભદ્ર વિદ્વાન સંત હતા. એ બંગાળાના કુલીન બ્રાહ્મણ હતા. એમને બાળપણથી જ વિદ્યા પ્રત્યે પ્રેમ હતો. જ્ઞાન મેળવવાની વાસના તૃપ્ત કરવાને એઓ અનેક સ્થળે ફર્યા હતા. છેવટે, તેઓ નાલંદામાં વિદ્યાર્થી તરીકે આવ્યા. આ વખતે વિદ્યાપીઠના આચાર્ય તરીકે બોધિસત્ત્વ ધર્મપાલ હતા. ધર્મપાલની સાથે દક્ષિણ હિંદના એક અભિમાની પણ મહા વિદ્વાન પંડિત વિવાદ અર્થે આવ્યા. શીલભદ્રે ગુરુને બદલે પોતે વાદવિવાદ કરવા માગણી કરી. ગુરુએ સ્વીકારી. શીલભદ્રે પેલા વિદ્યાભિમાની પંડિતનો પરાભવ કર્યો. રાજાએ પ્રસન્ન થઈને શીલભદ્રને એક ગામ બક્ષીસ આપવા ઇચ્છા દર્શાવી. શીલભદ્રે રાજાને કહાવ્યું કે, કાષાયવસ્ત્રધારી ભિક્ષુને ગામની શી જરૂર છે? પરંતુ, રાજાએ ધર્મના અભ્યુદય અર્થે એ ભેટ સ્વીકારવાનો આગ્રહ કર્યો ત્યારે જ સંઘના લાભાર્થે શીલભદ્રે એ ભેટ સ્વીકારી.

રાજામહારાજાઓ શીલભદ્રના પ્રતાપથી અંજાઈ જતા. સમ્રાટ હર્ષવર્ધન પણ એમના સમીપ અદબ અને સન્માનથી વર્તતા. બુદ્ધસાહિત્ય ઉપરાંત બ્રાહ્મણ શાસ્ત્રોમાં પણ એ નિપુણ હતા. પાણિનિની ઉપરનાં બધાં ભાષ્યો, વેદ અને મૂળ બ્રાહ્મણ ગ્રંથોનો એમણે હ્યુએનસંગને અભ્યાસ કરાવ્યો હતો.

હ્યુએનસંગનાં શંકારૂપી ધુમ્મસનાં જે વાદળાં કાશ્મીરના પંડિતો વિખેરી શક્યા નહોતા તે શીલભદ્રે સહેલાઈથી વિખેરી નાખ્યાં હતાં.

હ્યુએનસંગે પોતે યોગશાસ્ત્રની ચર્ચામાં સિંહરશ્મિ અને ચંદ્રસિંહનો પરાભવ કર્યો હતો. એક લોકાયત દર્શનશાસ્ત્રી હારે તો પોતાનું માથું આપવાની શરતે નાલન્દા આવેલો. તેને હ્યુએનસંગે હરાવ્યો, પણ હ્યુએનસંગે માથું લેવાની ના પાડી, ને અભયદાનના બદલામાં એ પ્રતિપક્ષી હ્યુએનસંગનો શિષ્ય બન્યો.

અધ્યાપકો સાંપ્રદાયિક બિલકુલ નહોતા. ગમે તે ધર્મના વિદ્યાર્થીઓ નાલન્દામાં ભણી શકતા. હિંદના મૂળધર્મ પ્રત્યે હર્ષ-વર્ધનના સમય સુધી બૌદ્ધોએ વિરુદ્ધ વલણ ધારણ કર્યું નહોતું. રાજાઓ પણ બ્રાહ્મણધર્મ કે બુદ્ધધર્મને સરખું ઉત્તેજન આપતા, અને નાલન્દા તરફ તો તમામ રાજાઓને પાછળથી પાલરાજાઓ થયા તે સુદ્ધાંને પૂજ્યભાવ રહ્યો હતો. બૌદ્ધો અને પ્રાચીનપંથી હિંદુઓ એક સાથે રહેતા.

### જ્ઞાનસ્રોત

નાલંદાનો જ્ઞાનસ્રોત આખા હિંદુસ્તાનમાં, તેમ જ જાવા, સુમાત્રા, લંકા, બ્રહ્મદેશ, ચીન, જાપાન, ઇરાન, અફઘાનિસ્તાન, ખોતાન અને તિબેટ સુધી પ્રસર્યો હતો. નાલન્દા માત્ર ભારતવર્ષનું નહિ, પણ સમસ્ત એશિયાનું સુપ્રસિદ્ધ વિદ્યાપીઠ હતું. અથવા, 'નાલંદા વિશ્વવિદ્યાલય' નામમાં પણ અતિશયોક્તિ જેવું કંઈ નહોતું.

આઠમી શતાબ્દિમાં એક દિવસ મગધસમ્રાટ દેવપાલ નાલન્દા આવ્યા હતા. તે વખતે વીરદેવજી કુલપતિ હતા. વિદ્યાર્થીઓ તત્ત્વચિંતનમાં મશગૂલ હતા તેવામાં જાવાના રાજા શ્રી શૈલેન્દ્રદેવનો પત્ર લઈને એક દૂત આવ્યો. રાજાએ દૂત સાથે એક વિનંતીપત્ર મોકલ્યો હતો. તેમાં લખ્યું હતું કે, જાવાના વિદ્યાર્થીઓને નાલન્દામાં રહેવાની જગ્યા મળતી નથી, માટે આપ કૃપા કરીને એમને માટે એક છાત્રાલય હું બંધાવું તેટલી જગ્યા વિહારમાંની કોઈ જગ્યાએ આપવા કૃપા કરશો. એ જગ્યા શૈલેન્દ્રદેવને મળી હતી.

વિદ્યાર્થીઓને રહેવાનું, ખાવાનું, વસ્ત્ર, પથારી અને દવાદારૂ મફત મળતાં. વિહારની મિલકતમાંથી ઉત્પન્ન થતી આવક પૂરતી હતી.

વિહારનું શાન્ત અને પવિત્ર વાતાવરણ વિદ્યાનું પોષક હતું. સ્થાપત્ય અને શિલ્પ ભવ્ય હતાં; સૃષ્ટિસૌંદર્ય અનુપમ હતું.

વિશાળ ઓરડાઓ, મંદિરો, છ છ અને નવ નવ માળનાં મહાલયો, યોગગુફાઓ, તળાવો, સરોવરો, ઉપવનો અને કુંજો હતાં.

'ચરથ ભિખ્ખવે ! બહુજનાહિતાય બહુજનસુખાય !'

'જાઓ ! ભિક્ષુઓ ! બહુજનોના હિતને માટે અને બહુજનોના સુખને માટે ભ્રમણ કરો !' એ છેલ્લા શબ્દોથી ભગવાન બુદ્ધે સારનાથથી પોતાના સાઠ શિષ્યોને ઉપદેશ કરીને વિદાય આપી હતી. તે ઉપદેશને બખ્તિયાર ખીલજીએ નાલન્દાનો નાશ કર્યો ત્યાંસુધી, એટલે ઈ. સ. ૧૨૦૦ સુધી, નાલન્દાના શ્રમણો અને બ્રાહ્મણોએ અક્ષરશઃ પાળ્યો હતો.

યુરોપના ઇતિહાસમાં અંધકારનો યુગ હતો તે ઉપરથી હિંદુસ્તાનમાં પણ અંધકારનો યુગ હોવો જોઈએ એમ ધારી લઈને વિદ્વાન ઇતિહાસલેખકો અહીંના પણ મધ્યયુગ વગેરે સમયો પાડીને

અંધકાર સમજાવવા મથે છે. પરંતુ, અહીં તો ઇશ્વરકૃપાએ અને નાલન્દા જેવાં વિદ્યાલયો અને આશ્રમોને પ્રતાપે કોઈ વખત અંધકાર આવ્યો નથી. ઊલટો, નાલન્દાની જાહોજલાલીનો સમય એ તો ભારતીય સાહિત્ય અને કલાની વસન્ત ઋતુનો સમય* હતો. પુરાણ, સ્મૃતિ અને ધર્મશાસ્ત્રોનું એ સમયમાં પુનર્જીવન થયું હતું. મહાભારત, ગીતા, કાવ્યો, કોશ અને ઉપનિષદોની નવી આવૃત્તિઓ થઈ હતી. કાળિદાસ વગેરે નવરત્નોના ઝગઝગાટનો એ સમય હતો. ભામહ આદિ આલંકારિકો, વસુબન્ધુદિઙ્નાગ વગેરે ન્યાયશાસ્ત્રાચાર્યો એ સમયે થયા.

પાંચમી સદીમાં આર્યભટ્ટે સૂર્યની આસપાસ પૃથ્વી ફરે છે, એ સિદ્ધ કર્યું હતું. તે પહેલાં નાગાર્જુને રસવૈદ્યક અને રસાયન શોધ્યાં હતાં, પછી ચરક અને સુશ્રુત સંહિતાઓ લખાઈ હતી.

દર્શનશાસ્ત્રના અંતિમ ગ્રંથનો સમય પણ એ જ હતો, અને દેવાર્ધગણી સિદ્ધસેન દિવાકર આદિ જૈનશાસ્ત્રોના ઉદ્ધારક અને પ્રવર્તક એ જ સમયમાં થઈ ગયા.

## આધ્યાત્મિક મૂર્તિઓ

ઉત્તમમાં ઉત્તમ ભાવવાળી આધ્યાત્મિક મૂર્તિઓ પણ એ સમયમાં ઘડાઈ હતી. અજન્ટાનાં ચિત્રો જેવી કેટલી યે ઉપસાવેલી મૂર્તિઓ નાલંદાનાં ભાગેલાં મંદિરોમાં પ્રદક્ષિણામાર્ગોએ હજી જોવામાં આવે છે.

ધાતુઓની ઉત્તમ મૂર્તિઓ નાલન્દાના સંગ્રહસ્થાનમાં છે. એ તો ગુપ્ત પછી પાલ રાજાઓ થયા તેમના સમયની છે. પરંતુ એમાંની કેટલીક તો એટલી બધી સરસ છે કે, જાપાની કે ગ્રીસ કે યુરોપીય કોઈ મૂર્તિઓ એમને સૌંદર્યમાં કે ભાવપ્રદર્શનમાં કે રેખાઓ અને અલંકારમાં પહોંચી શકે એમ નથી.

---

* આચાર્ય આનંદશંકર ધ્રુવ.

તારા, અવલોકિતેશ્વર, અને પ્રજ્ઞાપારમિતાની પ્રેરણા આપે એવી મૂર્તિઓ એ સંગ્રહસ્થાનમાં છે, અને એમને તો હું આપણું પરમ આધ્યાત્મિક ધન માનું છું.

વિહારની મૂર્તિઓ કેટલીક માટીની અને ઉપર સાગોળ દીધેલી છે. કેટલીક ઘડતરની છે. કોઈક પથ્થરની પણ છે. પરંતુ, નાલન્દાની ખાસ વિશેશતા એની ધાતુની મૂર્તિઓમાં છે.

અવલોકિતેશ્વર એ વિષ્ણુ જેવા પ્રાણી માત્રનું પોષણ અને રક્ષણ કરનારા, આનન્દ, વિકાસ અને કલ્યાણને માર્ગે લઈ જનારા, બોધિસત્ત્વ એટલે બુદ્ધના એક અવતાર છે. તારા એ એમની જ પ્રાણી માત્રને તારનારી શક્તિનું રૂપ છે. એના જ માનમાં આપણું તારંગા બંધાયું હતું. જૈન ભાઈઓએ એ પડાવી લીધું.

પ્રજ્ઞાપારમિતા એ સરસ્વતી જેવી છે, ગાયત્રી જેવી છે. પ્રેરણા અથવા inspiration જે વિદ્યાને પ્રતાપે આપણને મળે છે તેનું એ મૂર્ત રૂપ છે.

અવલોકિતેશ્વર, તારા અને પ્રજ્ઞાપારમિતા એ ત્રણે આપણાં લૂંટાઈ ગયાં હતાં. અવલોકિતેશ્વર બાલી ટાપુમાં ગયા હતા. પ્રજ્ઞાની ઉત્તમ મૂર્તિ બર્લિનના સંગ્રહસ્થાનમાં હતી, અને તારાને તિબેટવાસીઓ અને નેપાળીઓ લઈ ગયા હતાં. એમનાં બીજાં ઉત્તમ સ્વરૂપો મેં નાલંદામાં જોયાં છે ત્યારથી બહુ વર્ષથી ખોવાયેલાં, અમૂલ્ય રત્નો પાછાં મળે અને જેવો આનંદ થાય એવો આનંદ મને થઈ રહ્યો છે.

**સંગ્રહસ્થાન**

સંગ્રહસ્થાનમાં બુદ્ધો અને બોધિસત્ત્વો પણ ઘણા છે, પરંતુ સનાતન હિંદુધર્મનાં પણ ઘણાં દેવદેવી છે. દાખલા તરીકે સૂર્ય, કાર્તિકસ્વામી, ગણપતિ, વિષ્ણુ, લક્ષ્મી, બ્રહ્મા, શિવ, પાર્વતી, કુબેર, યક્ષો, કિન્નરો અને દેવ, દેવીઓ. પાલ રાજાઓ બંગાળાના

હતા. એમના વખતમાં શક્તિપૂજા અને તાંત્રિક ઉપાસના તથા મંત્ર-જંત્રનું જોર વધી ગયું હતું, એ બધું બુદ્ધધર્મમાં પણ ઘૂસ્યું હતું.

પહેલાંનાં જ્ઞાન, બુદ્ધિબળ, નિઃસ્વાર્થતા, ભક્તિ અને સાધુતાને બદલે ચમત્કાર, શાસ્ત્રીયતા, મિથ્યાપાંડિત્ય અને આડંબર વધ્યાં હતાં. ચારિત્ર્ય શિથિલ થતાં જતાં હતાં. અસહિષ્ણુતા વધવા માંડી હતી, અને ધર્મો વચ્ચે ગાળાગાળી શરૂ થઈ ગઈ હતી. આ બધું પાલ સમયની સંગ્રહસ્થાનની મૂર્તિઓ જોતાં સ્પષ્ટ થાય છે. (ઈ. સ. ૮૦૦થી ૧૨૦૦).

એક ત્રૈલોક્યવિજય બુદ્ધની પથ્થરની મૂર્તિ છે. એ શિવપાર્વતીને પાડી નાંખી એમનાં શરીર પર નાચ કરે છે. બીજી એક વિદ્યુ-જ્જ્વાલા કરાલીદેવી છે તે બ્રહ્માનું માથું કાપીને એમના ઉપર અને શિવ તથા વિષ્ણુ પર ચડી બેઠી છે. બીજી જુદાં જુદાં આયુધો અને મુદ્રાઓવાળી, સૌમ્ય અને ભયંકર રસોને દર્શાવતી દેવીઓ છે, પરંતુ બ્રાહ્મણ અને બુદ્ધધર્મ વચ્ચે દ્વેષ અને વેર અરસપરસ વધવા માંડયાં છે.

વિરોધી ધર્મના કોઈ બે સાધુઓએ નાલંદામાં પ્રવેશ કર્યો હતો. નાલન્દાના વિદ્યાર્થીઓએ એમના પર ગંદાં પાણી નાખ્યાં. પછી પેલા બે વિફર્યાં. દશ વર્ષ સુધી એમણે સૂર્યની આરાધના કરી, અને અગ્નિદેવને પ્રસન્ન કરી નાલન્દાને બાળીને ભસ્મ કર્યો. એ વૃત્તાન્ત પરથી સ્પષ્ટ સમજાય છે કે, બ્રાહ્મણધર્મના કોઈ ઝનૂની સાધુઓને નાલન્દાનો નાશ કરતાં બહુ મુશ્કેલી નહિ પડી હોય, જો કે તે પછી પણ ઉધરાણું કરીને ત્યાંના સાધુઓએ નાલન્દાને ઊભો કર્યો હતો ખરો.

### વિદ્વાનો વીર હતા

ઉદન્તપુરી મહાવિહાર નાલન્દાથી ૭ માઈલ જ દૂર હતો. મુસલમાનોએ એને કોઈ કિલ્લો ધારેલો. પોતાનો બચાવ કરવા,

આક્રમણ સામે એ વિહારનો એકેએક સાધુ લડયો, અને દુશ્મનો અંદર પહોંચ્યા ત્યારે એક પણ સાધુ જીવતો રહ્યો નહોતો. પુસ્તકોમાં શું લખ્યું છે એની તપાસ પણ મુસલમાનોએ બહુ કરી, પણ એની સમજ પાડનાર આખા વિહારમાં કોઈ જીવતું રહ્યું નહોતું. આખરે એનું શું મૂલ્ય હશે તે ન સમજવાથી મુસલમાનોએ ઉદન્તપુરીની પુસ્તકશાળા બાળી મૂકી હતી. કહેવાની મતલબ એ છે કે, ગમે તેવી પડતીનો સમય હતો છતાં સાધુઓ વીરતાથી લડી શકે એવી તાકાત છેવટ સુધી ધરાવતા હતા.

### વિષવૃક્ષ

પરંતુ, પડતીનાં મૂળ કારણ આપણા પોતાના જ દોષો હતા. વિષવૃક્ષ આપણે હાથે જ વવાયાં હતાં, અને બખ્તિયાર ખીલજી તો નાલન્દા અને ઉદન્તપુરીના નાશનું નિમિત્ત માત્ર થઈ પડયો. ઝેરના વૃક્ષનાં ફળ એના પહેલાં ઊગી ચૂક્યાં હતાં.

### તામ્રપત્રો

નં. ૧ વિહારની જગ્યાએથી સમુદ્રગુપ્ત (ઈ. સ. ૩૩૫થી ૩૭૫), ધર્મપાલ (ઈ. સ. ૭૭૦થી ૮૧૫) અને દેવપાલ (ઈ. સ. ૮૧૫થી ૮૫૪)ના સમયનાં તામ્રપત્રો હાથ લાગ્યાં છે. પહેલું રાજાના રાજ્યારોહણ કર્યાને પાંચમે વર્ષે, માઘ માસ શુકલ પક્ષની બીજનું આનંદપુરમાંથી પ્રસિદ્ધ થયેલું છે. છેવટે ચંદ્રગુપ્તનું નામ છે. પરંતુ, 'આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇંડિયા'ના ઈ. સ. ૧૯૨૭–'૨૮ના વાર્ષિક રિપોર્ટમાં આના ખરાપણાને માટે શંકા ઉઠાવવામાં આવી છે.

ધર્મપાલનું તામ્રપત્ર પટનાનગરના ગયા (વિષય) વિભાગના એક ગામની બક્ષિસ નાલન્દાને આપી હશે તેનું છે.

દેવપાલનું તામ્રપત્ર સૌથી અગત્યનું છે.. એ મુદ્ગગિરિ એટલે

મોંઘીરથી લખાયેલું છે. 'સુવર્ણદ્વિપ( સુમાત્રા )ના રાજા બાળપુત્ર દેવના દૂતની મારફતે વિનંતી કરવામાં આવ્યાથી દેવપાળે શ્રીનગર ( પટના ) વિભાગના રાજગૃહ જિલ્લાનાં પાંચ ગામ દાનમાં આપ્યાં. એની આવકનો ઉપયોગ ત્યાંથી આવેલા સાધુઓના ભરણપોષણને માટે અને સુમાત્રાના રાજાએ નાલન્દામાં જે વિહાર બાંધ્યો છે ત્યાં રાખવાનાં હસ્તલિખિત પુસ્તકો તૈયાર કરવાના ખર્ચ પેટે કરવો.' (રાજા ગાદીએ બેઠા, તેના પાંત્રીસમા વર્ષે, કાર્તિક માસના એકવીસ મા દિવસે સુમાત્રાના રાજાનો વિહાર બંધાયો હતો.)

અત્યારે આ તામ્રપત્ર ઈંડિયન મ્યુઝિયમમાં છે.

## શિલાલેખો

બે બહુ અગત્યના શિલાલેખો નાલન્દાના જ સંગ્રહસ્થાનમાં છે: પહેલા શિલાલેખમાં આઠમી સદીનાં પહેલાં પચીસ વર્ષમાં કનોજના સુપ્રસિદ્ધ મહારાજા યશોવર્માદેવના મંત્રીના પુત્ર માલ્દાએ કેટલાંક દાન કર્યાં તેનું વર્ણન છે. નાલન્દામાં બાલાદિત્ય રાજાએ એક મંદિર બંધાવેલું તેને એક કાયમની આમદાની કરી આપ્યાનો ઉલ્લેખ છે. એમાં નાલન્દાનું ભવ્ય વર્ણન નીચે પ્રમાણે છે:

'મહારાજાઓનાં તમામ નગરોની, ષટ્શાસ્ત્રોમાં પ્રવીણ અને વિદ્યાકળામાં કુશળ અને સુપ્રસિદ્ધ વિદ્વાનો પોતાની પાસે હોવાથી આ નાલન્દા જાણે મશ્કરી ના કરતું હોય એવું લાગે છે!

'વિહારોનાં ગગનચુંબી શિખરોની હાર, જાણે બ્રહ્માએ પોતે આકાશમાં ઊભેલી દેવી વસુંધરાના ગળામાં પહેરાવવાને માટે સુંદર હાર ના બનાવ્યો હોય એવી શોભે છે!

'આ વિહારો જ્ઞાની અને સુપાત્ર સાધુઓનાં આનંદધામ છે! અહીંનાં મહાલયો અને દેવળો ઉપર સૂર્યનાં કિરણ પડે છે તેથી જે પ્રતિબિંબ થાય છે તે જાણે સુપાત્ર વિદ્યાધરોનાં સુંદર ધામ સુમેરુ પર્વતના તેજ જેવાં શોભે છે!

'અહીં, મહારાજા બાલાદિત્યે આ ભવ્ય, અદ્વિતીય, અને શ્વેતમહાલ શુદ્ધોદનના પુત્ર ભગવાન બુદ્ધને માટે બાંધ્યો છે, જાણે આ બાંધીને રાજા કૈલાસને દબાવવા ના માગતા હોય !

' આ મહાલ પૃથ્વીપર્યટને નીકળ્યો હશે. ચંદ્રના તેજને એણે ઝાંખું પાડયું હશે, હિમાલયનાં બરફથી ચકચકિત શિખરોની શોભાને એણે દબાવી હશે. પછી સ્વર્ગગંગાને હરાવીને અને ટીકાકારોના સમુદ્રને ચૂપ કરીને એણે જોયું હશે કે, હવે પૃથ્વી પર કે આકાશમાં મારે કોઈને હરાવવાનું બાકી નથી ત્યારે એ જે મહાન્ કીર્તિ એણે સંપાદન કરી છે તેનો જ કીર્તિસ્થંભ બનીને અહીં આવીને ઊભો હશે ! '

બીજા લેખમાં વિપુલશ્રીમિત્ર નામના પરિવ્રાજકની ધર્મ-પ્રવૃત્તિનું બયાન છે. એમણે ઘણાં મંદિરો બંધાવ્યાં હતાં. તેમાં એક તારાદેવીનું મંદિર હતું. એ મંદિર રાજશાહી જિલ્લામાં પહાડપુર એટલે સોમપુર શહેરમાં પોતે લાંબો વખત રહેલા ત્યાં બંધાવ્યું હતું. એ મંદિરમાં સભાગૃહ અને તળાવ પણ હતાં. ત્યાં એક જૂના મકાનનો પણ એમણે જીર્ણોદ્ધાર કરેલો હતો તે આ શિલાલેખમાં દર્શાવ્યો છે.

સાધુ વિપુલશ્રીએ નાલન્દામાં પણ એક વિહાર બંધાવ્યો હતો. ' એ જગતના અલંકાર અને ઇન્દ્રભવનથી પણ આશ્ચર્યકારક રીતે ચડી જાય એવો શોભાયમાન હતો. '

આ શિલાલેખ નાલન્દાના સાતમા નંબરના મઠનું ખોદકામ થયું તેના સૌથી ઉપરના પડમાંથી મળ્યો છે. એટલે, અને એના દસ્કતો જોતાં એ બારમી સદીની શરૂઆતનો હોવો જોઈએ.

### ઈંટો પર કોતરેલા લેખો

મુખ્ય સમાધિમંદિર પાસેના નાના નાના સ્તૂપો ઉપર સ્તૂપો

હતા તેમાંથી કેટલીક લેખોવાળી ઈંટો જડી છે. અશોક જેવા મહારાજા પથ્થર પર ધર્મવચનો કોતરાવે ત્યારે ગરીબ લોકો ધર્મ-વચનો આવી ઈંટો પર પુણ્યને માટે કોતરાવતા હતા. એમાં બુદ્ધે જે કર્મની ઘટમાળમાંથી મુક્ત થવાનો બોધ કર્યો છે તે ઘટમાળનું વર્ણન કરેલું હોય છે: 'યે ધર્મ' ઇત્યાદિ. 'નિદાનસૂત્ર' અથવા 'પ્રતિત્યસમુત્પાદસૂત્ર'માંથી 'નિરોધ' વિભાગ સિવાયનાં વચનો કોતરેલાં હોય છે.

બુદ્ધની કર્મપરંપરાની માન્યતા સાર ચાર ઈંટો પર નીચે મુજબ લખેલો છે :

'અજ્ઞાનથી ભિન્નતા ઉત્પન્ન થાય છે. ભિન્નતાથી સ્વાર્થ, સ્વાર્થથી અહંકાર, અહંકારમાંથી છ ઇન્દ્રિયોની સમજ. ઇન્દ્રિયોની સમજથી તે તે ઇન્દ્રિયોના વિષયોની શોધ, વિષયોની શોધમાંથી વિષયસુખ, વિષયસુખમાંથી તૃષ્ણા, તૃષ્ણામાંથી આસક્તિ અને આસક્તિમાંથી સંસાર ઉદ્‌ભવે છે.

'સંસારમાંથી પુનર્જન્મ, જન્મથી જરા–મૃત્યુ, શોક.

'આ માટે અજ્ઞાનને જીતીને બધાં દુઃખોની પરંપરા પર વિજય મેળવવો જોઈએ. જ્ઞાનથી જ જરા, મૃત્યુ અને શોકનો નાશ થશે.'

## મુદ્રાઓ

ખોદકામમાંથી નીકળેલી અને સંગ્રહસ્થાનમાં રાખેલી માટી અને ધાતુની ઘણી મુદ્રાઓ છે. એ બે જાતની છે: સંઘવ્યવસ્થાની અને ધર્મની. તેમાં કાં તો બુદ્ધની મૂર્તિ હોય છે, અથવા એમનાં વચનો હોય છે. આવી ઘણી હાથમાં પકડી શકાય એવી મૂર્તિઓ નાલંદા આસપાસના ટૂંકની સ્નાતકો કે સાધુઓને, જ્યારે તેઓ વિહાર

છોડીને જાય ત્યારે, ધ્યાન માટે અપાતી હતી. કેટલીક તો 'ડીગ્રી' ઓ જેવી છે.

બીજીમાં :

'શ્રી નાલન્દા મહાવિહારીય આર્ય ભિક્ષુસંઘસ્ય' એટલું લખાણુ અને બે બાજૂ બે હરણો હોય છે. દસ્કતો બહુ જ સારા અને સ્પષ્ટ ઉપસેલા હોય છે. આમાં ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યની એવી પણ કેટલીક મુદ્રાઓ છે. મુદ્રાઓ જુદા જુદા રાજાઓનાં નામની છે : નરસિંહગુપ્ત અને કુમારગુપ્ત બીજો એ ગુપ્ત વંશનાં નામની, સર્વવર્મા અને અવન્તિવર્મા એ મુખરી વંશના રાજાઓની, સુપ્રતિષ્ઠિતવર્મા અને ભાસ્કરવર્મા એ આસામના રાજાઓની, કનોજના હર્ષવર્ધનની અને પશુપતિસિંહ, દેવસિંહ અને ઈશાનસિંહની. (છેલ્લા ત્રણ રાજાઓ ક્યાંના હશે તે હજી નક્કી કરી શકાતું નથી.) આ ઉપરાંત અમલદારોની કેટલીક મુદ્રાઓ છે. મગધના કુમાર અમાત્ય ભુક્તિ અને વિષય એટલે વિભાગ અને જિલ્લા અમલદારોની, કુમાર અમાત્ય નગર એટલે પટનાની.

### સિક્કા

કુમારગુપ્ત પહેલાના, નરસિંહગુપ્તના બંગાળાના શશાંકના (ઈ. સ. ૬૦૦થી ૬૨૦ના) આદિ વરાહ અથવા ભોજ એ પ્રતિહારવંશ માળવાના (ઈ. સ. ૮૩૫થી ૮૮૫) અને ગઢવાલના ગોવિંદચંદ્રના (ઈ. સ. ૧૧૧૪થી ૫૫) સિક્કા મળ્યા છે.

### સુશોભન માટે કોરેલી ઈંટો

મનુષ્ય અને પશુપંખીનાં મુખો, રાક્ષસો અને દાનવોનાં કીર્તિમુખ: ગોળ વર્તુલ અને ફૂલો, પાન, વેલા : એટલું ઈંટો પર કોતરેલું છે.

### માટીનાં વાસણ, કોઠીઓ વગેરે

કોઠીઓ, બરણીઓ, દીવા એમાંનાં ઘણાં ઉપર અબરખ ચોડયા

છે. પ્રાણીઓ અને ફૂલોની ભાત છે. એક બરણી ૭ ફૂટ ઊંચી છે.

## મૂર્તિઓ

તાંત્રિક પૂજાની અસર નીચે પાલ રાજાઓના વખતમાં અસંખ્ય મૂર્તિઓ તૈયાર થઈ હતી. નાલન્દા સંગ્રહસ્થાનમાં એ સંખ્યાબંધ છે. એમાં ગુપ્ત સમય કરતાં આધ્યાત્મિકતા જરા ઓછી થઈ છે. જોકે બુદ્ધ, પ્રજ્ઞાપારમિતા તારા અને વિષ્ણુ અને અવલોકિતેશ્વર ઉચ્ચ આધ્યાત્મિકતાવાળા છે, અને બીજી કેટલી યે ધાતુની મૂર્તિઓ નાના પ્રકારના રસો ઉત્પન્ન કરે એવી સુંદર અને મોહક છે. અંગમરોડ, વહેતી રેખાઓ, ભાવ, ધ્યાન, આસનો અને મુદ્રાઓ જાતજાતનાં છે. હર્ષ, શોક, વીરતા, ક્રોધ, શૃંગાર અને આનંદથી ઘણીખરી ઊભરાઈ જાય છે. અવ્યક્તને વ્યક્ત કરવાનું કલાકારોનું કૌશલ્ય જોઈને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકાતું નથી. કેટલીક તો—realistic-વાસ્તવિક, કલાસૂચક છે. પરંતુ, બીજી ઘણી મૂર્તિઓ મહાન છે. રસદૃષ્ટિએ અને પ્રેરણાના બળે એ આપણને ઉન્નત કરે એવી છે. ગ્રીસ અને જાપાનની કેટલીક ઉત્તમ મૂર્તિઓ મેં જોઈ છે, પરંતુ નાલન્દાની ધાતુની બેચાર મૂર્તિઓ તો એટલી બધી સુંદર અને આધ્યાત્મિક પ્રેરણાઓ આપે એવી મેં જોઈ કે, માત્ર એમનાં દર્શનથી જ હું મારી યાત્રા સફળ થઈ માનું છું. મૂર્તિઓ બહુ હાથેથી થયેલી છે. એમાં બુદ્ધિચાતુર્ય અને શાસ્ત્રીય જ્ઞાનનો પાર નથી. સાંચી કે સારનાથના બુદ્ધો અને નાલન્દાના ગોખના બોધિસત્ત્વોમાં જે શાંતિ અને આત્મદર્શનનો સાત્ત્વિક આનંદ છે તે આમાંની ઘણી મૂર્તિઓમાં નથી.

શિલ્પીઓ સમાધિની દશા કે યોગની સ્થિતિ બતાવવા તો ગયા છે, પણ માત્ર પોપચાં ઢાળેલાં બનાવવાથી આ સ્થિતિનું દર્શન કરાવવું અશક્ય છે. નાલન્દાનાં ખંડેરની વિશાળતાના

પ્રમાણુમાં સારનાથ કે સાંચી જેવા મોટાં પથ્થરનાં રૂપો જૂજ છે. પશ્ચિમ હિંદનાં એલિફન્ટાની ગુફાઓ કે ઈલોરા જેવાં વિરાટ રૂપોને બદલે ધાતુની પ્રમાણુમાં નાની નાની ઘણી મૂર્તિઓ નાલન્દામાં બની છે. એની ઉપર ઝીણી ઝીણી સુંદર વીગતો અને સંભાળપૂર્વક અલંકાર વગેરે કરવામા નાલન્દાના શિલ્પીઓએ કમાલ કરી છે. ધાતુઓની મૂર્તિઓ બનાવવાની કલા નાલન્દામાં ખૂબ ખીલી છે; અને ઘણું કરીને ઉચ્ચ અભ્યાસમાં પણ એને સ્થાન મળ્યું હશે એમ લાગે છે.

સિંહાસનો અને તેજપુંજો પણ જાતજાતનાં અને સૂચક હોય છે. બુદ્ધ સિવાયનાં બીજાં દેવદેવીને અલંકારો પણ પુષ્કળ પહેરાવવામાં આવ્યા છે. નાલન્દાના બુદ્ધ ઊભેલા, ઉપદેશ કરતા, અભયદાન આપતા, લલિત ભદ્રાસનવાળીને બેઠેલા, ભૂમિસ્પર્શ મુદ્રાવાળા, વાદવિવાદ કરતા અને રક્ષણ આપતા દર્શાવ્યા છે. સિંહ ઉપર કમળ અને કમળ ઉપર પણ બુદ્ધ બેઠા છે. માથે જટા છે, અને બરાબર માથાના મધ્ય ભાગમાં કોઈક મૂર્તિઓમાં અંબોડો છે. મહાન પુરુષનાં બત્રીસ લક્ષણોમાંનું એક લક્ષણ ઉષ્ણીષ ( જટાની વચમાં આવેલો અંબોડો ) છે. એક બુદ્ધે મુગટ પણ પહેર્યો છે, અને બીજામાં જટાની બે બાજૂ ઝૂલફાં લટકી રહ્યાં છે! સાલવૃક્ષ નીચે ઊભેલી માયાને પ્રસવ થતો હોય અને બ્રહ્મા બાળકને સંભાળવા આવી ઊભા હોય એવી મૂર્તિ પણ છે. બુદ્ધત્વપ્રાપ્તિનો બોધિવૃક્ષ નીચેનો દેખાવ, જેમાં માર ભગવાનને લલચાવવા આવ્યો છે, અને પોતે ભૂમિસ્પર્શમુદ્રા વડે અડગ નિશ્ચયને દર્શાવી રહ્યા છે તેવી મૂર્તિ પણ છે. નિર્વાણસમયની, તોફાની હાથીને વશ કરતા હતા તે સમયની અને છેલ્લી ગોળ પદ્માસન પર ઊભેલા પ્રતાપી બુદ્ધની મૂર્તિ છે. આ નાલન્દાની ધાતુની મૂર્તિઓમાં સૌથી સરસ ગણી શકાય એવી છે. શાન્ત હાસ્યથી પૂજનીય અને વંદનયોગ્ય બનેલા,

મુલાયમ અંગવસ્ત્રથી નિર્મળ અને પવિત્ર લાગતા, જાણે વસ્ત્રની એકસરખી કરચલીઓ જીવનની મધુર તાલમયતા જાણે ના સૂચવતી હોય, એવા જગતરૂપી કમળમાં મણિ જેવા નિર્મળ તેજથી વ્યાપેલા એ ભગવાન છે. આ જ મૂર્તિઓનાં તિબેટ અને નેપાળમાં ચીન અને જાપાનમાં અનુકરણ થયાં છે, અને પછી તે તે દેશના સંસ્કાર પ્રમાણે એના વિકાસ થયા છે.

**પુણ્ય**

આમ, નાલન્દામાંથી સ્વદેશભક્તિ, ધર્મલાભ અને પુણ્ય મેળવીને અમે રાજગૃહ ગયા.

બિંબિસાર રાજાના યજ્ઞને માટે રાજગૃહમાં હજારો ઘેટાં લઈ જવામાં આવતાં હતાં. એમાંથી એક બિચારું નાનું બચ્ચું થાકથી પડી ગયું. ભગવાન બુદ્ધ એ બચ્ચાને તેડી લે છે એ પ્રસંગ રાજગૃહમાં પ્રવેશ કરતાં મને સાંભર્યો. જે ગૃધ્રકૂટ પર ભગવાન તપ કરતા હતા તે શિખરના સાંનિધ્યમાં અમે બેઠા. ગિરિપ્રદેશની શોભા અને લીલા ઘાસથી છવાઈ ગયેલી એ પુણ્યભૂમિ અમે જોયા જ કરી, જોયા જ કરી.

રાજગૃહમાં રેડિયમનાં ગરમ જળ વહી રહ્યાં છે. તેના ધોધમાં અમે ન્હાયા, અને એ પાણી પણ ખૂબ પીધું. રેડિયમના એ પાણીએ મને અજબ ભૂખ ઉઘાડી તે ઘેર આવ્યા પછી પંદર દિવસ રહી.

પરંતુ, નાલન્દાના દર્શને ઉઘાડેલી આત્મદર્શનની ભૂખ તો શમતી જ નથી.

## સુવર્ણદ્વિપ

લોકો ખોટી રીતે ધારે છે કે, સિંધુને ઓળંગીને હિંદુસ્તાનમાં અનેક પરદેશી પ્રજાઓ ભરાયા કરી, પણ કોઈ હિંદુઓ હિંદુસ્તાનની બહાર ગયા નહિ. વિદેશગમનનો શાસ્ત્રકારોએ નિષેધ કર્યો, અને પરદેશ જઈ આવનારાઓને સખ્ત પ્રાયશ્ચિત આપવાના નિયમો બ્રાહ્મણોએ કર્યાં. એ વાત છેક ઉપરછલ્લી લાગે છે. જાવા–સુમાત્રાની સાથેના આપણા સંબંધોથી તો એ સાવ ખોટી માલૂમ પડી છે. એટલું જ નહીં, પણ ટિબેટ, બ્રહ્મદેશ, શ્રીલંકા, અફઘાનીસ્તાન, ઇરાન, મધ્ય એશિયા, ચીન, ફાર્મોસા, જાપાન, ફિલિપાઈન્સ અને મેક્સિકો સુધી આર્ય સંસ્કૃતિનો જે ફેલાવો થયેલો માલૂમ પડયો છે તે જોતાં અને સમુદ્રયાનનો ઇતિહાસ તપાસતાં તો ઊલટું એમ માલૂમ પડે છે કે, હિંદી પ્રજા જેવી દેશાટન કરનારી અને સફરો કરનારી બીજી કોઈ પ્રજા નહિ હોય!

ઔરંગઝેબના સેનાપતિ જયસિંહને ખુદ અફઘાનીસ્તાનની ચડાઈ કરવા મોકલવામાં આવ્યા હતા. કટક ઓળંગીને પેલી પાર જવાનું આવ્યું ત્યારે તે વખતના રૂઢીચૂસ્ત બ્રાહ્મણોની માન્યતા વિરુદ્ધ એ બોલ્યા હતા કે,

> ‘ સબ હી ભૂમિ ગોપાલકી
> વામે અટક કહાં ?
> જીસકે મનમેં ખટક રહી,
> વોહી અટક રહા ! ’

કોલંબસે અમેરિકા ખંડ યુરોપીઅનો માટે પહેલો શોધ્યો હશે. આપણે તો એને પાતાળ દેશ તરીકે પુરાણ કાળથી ઓળખતા આવ્યા છીએ.

મેક્સિકોનાં શિલ્પસ્થાપત્ય અને એનો પ્રાચીન શોધખોળનો ઇતિહાસ હિંદુ સંસ્કૃતિ ત્યાં કેવી પ્રસરી હતી તે સિદ્ધ કરે છે.

પરંતુ, અહીં તો જાવાસુમાત્રાની થોડીક હકીકત આપીને આ પુસ્તકની અપૂર્ણતા થોડે અંશે પૂરવા ધારી છે.

ઈસ્વી સનની શરૂઆત થઈ તે પહેલાંથી લગભગ એક હજાર કે બે હજાર વર્ષ સુધી સુવર્ણભૂમિ ગણાતો જાવાસુમાત્રા આપણા લોકોએ વસાહતો કરી કરીને ભરી દીધો હતો:

> ' જે જાય જાવે, તે કદી ન આવે,
> અને કદી આવે,
> તો પોરિયાનાં પોરીયાં ચાવે
> એટલું ધન લાવે ! '

એ કહેવત તો છેક ગઈ કાલ સુધી ચાલતી હતી. પરંતુ, એ થઈ વેપારની વાત. વેપારીઓ તો મોડા જાય છે. પહેલાં સાહસિક સંશોધકો જાય. પછી, ધર્મોપદેશકો જાય. પછી, વેપારીઓ જાય. અને, છેલ્લાં લશ્કરો જાય.

ચક્રવર્તીએ અને સાર્વભૌમ પૃથ્વીના પતિઓ થનારાઓએ રાજ્યોના વિસ્તારના લાભ અહીં નથી લીધા એમ નહીં. પણ, એમનાં તો નામનિશાન ભૂંસાઈ ગયાં છે. ધર્મ અને સંસ્કૃતિના પ્રચારકો જેઓ 'બહુજનોના હિત માટે અને બહુજનોને સુખ માટે'– કેવળ પરમાર્થ માટે–જાવાસુમાત્રા ગયા હતા તેમનાં સ્મરણો અમર રહ્યાં છે, અને એની થોડી હકીકત અત્રે આપી આપણી ગૌરવ–કથા મારે બને તો પૂરી કરવી છે.

રામાયણમાં સુવર્ણદ્વિપનું વર્ણન છે. એ ધર્મગ્રંથોમાં એને ધનધાન્યથી ભરપૂર રમણીય મુલક કહ્યો છે, અને સોનાની ખાણો છે એમ પણ જણાવ્યું છે.

અને, ઈ. સ. ૧૩૦માં ગ્રીક ભૂગોળવેત્તા ટૉલેમીએ એને યવદ્વિપ એટલે 'જવનો બેટ' કહ્યો છે. આપણો જંબુદ્વિપ પણ ઘણું કરીને એ જ છે.

ટૉલેમીએ એ નામ હિંદુઓ પાસેથી લીધું છે. બીજી સદી દરમિયાન ત્યાંનાં શહેરોને આપણાં નામ અપાઈ ગયાં છે: મદુરા, સુખભૂમિ, સરયૂ, વાસુકિ વગેરે.

રામાયણ અને મહાભારતની કથાઓ ત્યાં જૂના વખતથી પહોંચી હતી. 'કાકાવિન' અને 'ભારતયુદ્ધ'ના નામથી ત્યાં એ જાણીતી હતી.

આજ સુધી ત્યાંનાં નાટકોમાં, નૃત્યોમાં અને છાયાનૃત્યોમાં તથા પૂતળાંથી બતાવાતાં નાટકોમાં ત્યાં રામાયણ ને મહાભારતનાં દશ્યો જોવા મળે છે.

ચોથીથી બારમી સદી સુધીની જાવાની સંસ્કૃતિ દક્ષિણ હિંદની જ સંસ્કૃતિ હતી, એમ કહીએ તો ચાલે.

શિવધર્મ ત્યાંનો મુખ્ય ધર્મ હતો, અને જૂના વખતથી વિષ્ણુ-પૂજા પણ થતી હતી. હરિહરનો ધર્મ ત્યાં લોકપ્રિય થયો હતો. પશ્ચિમ જાવાની રાજ્યધાનીનું શહેર નાગપુર કહેવાતું. એનો ઉલ્લેખ તામિલ કાવ્ય 'મણિમેખલાઈ'માં આવે છે. એ કાવ્ય પાંચથી સાતમી સદીની અંદર લખાયેલું છે. ત્યાંના બે રાજાનાં 'મણિમેખ-લાઈ'માં નામો પણ આવે છે.

મધ્ય અને પૂર્વ જાવામાંથી કેટલાંક હસ્તલિખિત પુસ્તકો મળ્યાં છે. એમાં ઈ. સ. ૭૩૨માં સંજય નામના રાજકર્તાનો ઉલ્લેખ છે.

એમાં લખ્યું છે કે, અગત્સ્ય ગોત્રના એક બ્રાહ્મણે અહીં

પ્રથમ શિવમંદિર બાંધ્યું હતું. એ તુંગભદ્રા નદી ઉપર આવેલા કુંજરકુંજ તીર્થના શિવમંદિરના નમૂના પર બાંધવામાં આવ્યું હતું. બીજા એક લેખમાં મધ્ય જાવામાં અગત્સ્યે પોતે શિવમંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે.

અગત્સ્ય તો જાવાની સંસ્કૃતિના મૂળ સ્થાપક હતા. એમની બુદ્ધિએ તો ત્યાં કમાલ કરી છે. શિવગુરુ તરીકે એ ત્યાં પૂજાતા, અને એમની તો એક મોટી પ્રતિમા પણ—બ્રહ્મા જેવી—નીકળી છે.

દક્ષિણ ભારતનો જાવા સાથેનો સંબંધ તો કેટલાય સમય સુધી ચાલુ રહ્યો હતો, અને સુમાત્રાના એક બુદ્ધવિહારને જાવામાંથી દાનો પણ મળેલાં છે.

ઈસુની નવમી સદીમાં જાવાના રાજાઓએ નાલંદામાં એક વિદ્યાર્થીગૃહ બંધાવી આપ્યું હતું, અને ત્યાં જાવાના વિદ્યાર્થીઓને રહેવાખાવાનો બંદોબસ્ત પણ પણ કર્યો હતો. આ ઉપરથી ત્યાંના ઘણા વિદ્યાર્થીઓ છેક નાલંદા વિદ્યાપીઠમાં ભણવા આવતા હશે, એમ લાગે છે.

ઈસુની આઠમી સદીમાં સુમાત્રાના શૈલેન્દ્ર વંશના રાજાએ જાવા જીતી લીધું હતું. શૈલેન્દ્રો બુદ્ધ ધર્મના ચુસ્ત ભકતો હતા, અને એમની આણ પણ આખા મલાયા દ્વિપકલ્પમાં ફેલાઈ હતી. સો વર્ષ એમની સત્તા જાવા ઉપર રહી તે વખતે રાજ્યધર્મ બુદ્ધ હતો, પણ લોકો શિવમાર્ગી હતા.

સર સ્ટેફોર્ડ રાફલ્સ અને બીજા વલંદા પુરાતત્ત્વવિદોને ધન્ય છે! એમણે પ્રાચીન મંદિરો અને ઐતિહાસિક ખંડેરો જે જંગલથી અને જ્વાળામુખીની રાખથી દટાઈ ગયાં હતાં તેમને શોધીખોળીને ખુલ્લાં કર્યાં છે. શ્રી કાળીદાસ નાગે આ સંબંધી ઉત્તમ પુસ્તક પણ ચિત્રો સાથે બહાર પાડી આપણી માતૃભૂમિનું પ્રાચીન ગૌરવ વધાર્યું છે.

જ્યારે બુદ્ધ ભગવાન નિર્વાણ પામ્યા ત્યારે એમનાં અસ્થિ અને ભસ્મ આઠ દેશોમાં વહેંચવામાં આવ્યાં હતાં. અશોક રાજાએ આમાંનાં જે સાત બરણીઓમાં ભર્યાં હતાં તે બરણીઓ પોતાની હાજરીમાં ખોલાવી, અને ચોરાશી હજાર ભાગ કર્યા હતા. અને, પથ્થરની બરણીઓમાં ભરી પૃથ્વીના જુદા જુદા ભાગોમાં મોકલી હતી. એ લઈ જનાર બુદ્ધ ધર્મના એલચીઓ ધર્માચાર્યો હતા, અને આ બરણીઓ સાથે એ લોકો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં બુદ્ધ ધર્મ ફેલાઈ ગયો હતો.

આવી એક બરણી જાવામાં પણ આવી હતી. જ્યાં એ બરણીની સ્થાપના કરાયેલી તેની જ ઉપર બોરોબદૂરનું સુપ્રસિદ્ધ મંદિર બાંધવામાં આવ્યું હતું.

એ મંદિર સાત કે નવ માળના વિહાર જેવું છે. નીચેથી ત્રણ માળના ગાળામાં બોત્તેર નાનાં દેરાસરો છે. ચોક ચારસો ફીટ લાંબોપહોળો છે. નીસરણીઓ, અગાશીઓ, મકરતોરણના દરવાજા અને પ્રદક્ષિણામાર્ગ છે. એની સ્થાપત્યકલા તો સરસ છે જ, પણ તેના કરતાં એ કોતરણી અને મૂર્તિઓ વધારે સરસ છે.

આ મંદિર એક માઈલ જગા રોકે છે, પણ કોતરણીકામ, શિલ્પ અને મૂર્તિઓ ચારે બાજુ હોવાથી એ માઈલ જેટલો વિસ્તાર શિલ્પકલાથી ભરેલો છે, એમ કહી શકાય. એમાં ત્રણ માળ જે હજુ આખા અણીશુદ્ધ છે તેની મૂર્તિઓ ઉમેરો તો ખાસ્સા ત્રણ માઈલના વિસ્તારમાં એ કોતરણી અને મૂર્તિઓ પ્રસરેલી છે, અને જ્યારે કોતરાવી હશે ત્યારે જેવી અણીશુદ્ધ નવી હશે તેવી ને તેવી નવી આજે પણ એ લાગે છે.

એકસોવીસ તો ઉપસાવી કાઢેલી મૂર્તિઓ છે, જે બુદ્ધના આખા જીવનચરિત્રને દર્શાવે છે. પહેલી ચોવીસ મૂર્તિઓ બુદ્ધના

જન્મ પહેલાંના વૃત્તાંતની છે. પચીસમી મૂર્તિ માયાનું સ્વપ્ન દર્શાવે છે. એ બારહત કે સાંચીની આ વિષયની મૂર્તિઓને બરાબર મળતી આવે છે. બુદ્ધનું લગ્ન, ગૃહજીવન, ગરીબાઈ, બીમારી, મોત અને સાધુજીવનના ચાર દેખાવો, જેને જોઈને ગૌતમે સંસારનો ત્યાગ કર્યો હતો, તથા રાજમહેલ છોડીને પોતે સાધુ થવા ચાલી નીકળ્યા હતા એ દેખાવો છે. પછી વૈરાગીરૂપે; વનવાસ; હરિણ દાવ એટલે બનારસ પાસેના સારનાથ મુકામે કરેલા ઉપદેશઃ આ બધું પથ્થર પર લલિત વિસ્તારની કથા અનુસાર કોતરેલું છે. પછી 'જાતકમાળા'ની કથાઓ, દિવ્યવાદનનાં વૃત્તાંતો છે.

•

આ મૂર્તિઓ દ્વારા જે કથાઓ કહેવાઈ છે તે ગાંધાર કે અમરાવતીની મૂર્તિઓને બહુ જ મળતી આવે છે. માત્ર એક ફેર છે. હિંદની કથાઓમાં જન્મ અને નિર્વાણનાં વૃત્તાંતો વધારે છે, જ્યારે બોરોબદૂરમાં એ નથી. બોરોબદૂરમાં રાજદરબારના દેખાવો, મહેલો, ઝૂંપડાં, મંદિરો, ગાડીઓ, હથિયારો, અસ્ત્રશસ્ત્રો, જાવાનાં પ્રાણીઓ અને વનસ્પતી પુષ્કળ પ્રમાણમાં કોતરેલાં છે.

આ કોતરણીમાં મુસાફરો દરિયામાં સફર કરતું મોટું જહાજ જોઈને ચકિત થાય છે. જહાજને સઢો છે, અને અસંખ્ય ચાટવા છે.

સ્પેન અને પોર્ટુગલના વહાણવટિયા પાંચસોછસો વર્ષ પછી આવાં જ વહાણોમાં હિંદુસ્તાન તરફ આવવા નીકળેલા એની યાદ આ જોતાં આવે છે.

બોરોબદૂરના મંદિર બાંધનારાને અને શિલ્પીઓને દરિયાની સફરોની કે મોટાં જહાજોની જાણે નવાઈ નથી. એમણે ઊંચાં તૂતક અને સઢોવાળાં વહાણો જોયાં છે, એટલું જ નહિ, પણ એમાં સફરો સુદ્ધાં કરી લાગે છે.

શિલ્પીઓ બહુ જ કુશળ છે, અને શરીરરચના, મુદ્રાઓ,

ભાવ અને અંગમરોડ તથા મુદ્રાઓ દર્શાવવામાં આ મૂર્તિઓ દોષ વગરની છે.

ગૂજરાતમાંથી આપણા સુપ્રસિદ્ધ નવલકથાકાર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ આ સ્થળો જોઈ આવ્યા છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુર એમની મંડળી સાથે ત્યાં ગયા હતા. પંડિત જવાહરલાલ જાતે જઈ ત્યાંના રાજદ્વારીઓ સાથે દોસ્તી બાંધી આવ્યા છે, અને હમણાં જાવા-સુમાત્રાની પ્રજા જે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની મહેનત કરે છે, અને વલંદા તેમને દબાવી રહ્યા છે તે વખતે પંડિત નહેરુએ વેળાસર એમનું ઉપરાણું લઈને પ્રજાઓના પંચ સમક્ષ ઇન્ડોનેશિયાનો કેસ રજૂ કર્યો છે, એ આપણા જૂના સંબંધને તાજા કરવાના માર્ગમાં યોગ્ય પગલું ભરાયું છે. ભારત ઘણું જીવો! જાવાસુમાત્રા ઘણું જીવો!

# કલા

કલાના મૂળમાં જઈએ તો કલા એ એવી પ્રવૃત્તિ છે, જેની પાછળ બહુ ધીરજથી, અતિશય મહેનત કરીને, માણસો પોતાની વિશિષ્ટ બુદ્ધિશક્તિ અને ચતુરાઈ ખીલવે છે. એ વિશિષ્ટ બુદ્ધિશક્તિ કે ચતુરાઈને પ્રતાપે સમાજની રસવૃત્તિ ઉચ્ચ થાય છે, નીતિ સુધરે છે કે કંઈ વધારે ઉપયોગી સાધન સમાજના હાથમાં આવે છે.

આ ઉપરથી કલાઓના ત્રણ વિભાગો પાડવામાં આવે છે: લલિતકલાઓ, ચારિત્ર્યપ્રાપ્તિ કરવાની કલા અને હુન્નરકલા.

લલિતકલાઓ સૌંદર્યની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ હોય છે. ચારિત્ર્યકલા નીતિ દ્વારા સારા કેમ થવું એનું શિક્ષણ આપે છે, અને હુનરકલાથી સમાજને ઉપયોગી વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.

આધુનિક જમાનામાં કલાને સંકુચિત અર્થમાં વાપરવામાં આવે છે, અને જે માનવપ્રવૃત્તિથી સમાજની રસિકતા કે સૌંદર્ય-ગ્રાહકશક્તિ સુધરે તે પ્રવૃત્તિને કલા કહેવામાં આવે છે. અસલ તો સોળ કલાઓ કે બત્રીસ કલાઓ કે ચોસઠ કલાઓ સમાજની સંસ્કૃતિમાં ઉપયોગી ગણાતી. એમાં રાંધણકલા, શિવણકલા, શેતરંજ રમવાની કલા, શિકારકલા, યુદ્ધકલા ઇત્યાદિની ગણના કરવામાં આવતી. તરવું અને તસ્કરવું(ચોરી કરવી) એ પણ બત્રીસલક્ષણાઓને શીખવી પડતી. પરંતુ, હવે તો સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર અને એના પેટા

વિભાગો એ લલિતકલાનાં શાંત કે સ્થિર સ્વરૂપો, અને સંગીત, કવિતા, નાટક અને વકતૃત્વકલા એ લલિતકલાનાં ગતિમાન સ્વરૂપો ગણવામાં આવે છે.

આવી કલાઓ માણસોને ઉપયોગી નથી. એના વગર માણસો જીવી શકે છે, એટલે પ્લેટો અને શીલર જેવા વિદ્વાનો એને રમતો અથવા માનવલીલા કહે છે. ક્રોશે એને પ્રેરણા કહે છે; સાંતાયન કલાને આનંદની મૂર્તિ કહે છે; અને ટોલસ્ટોય કહે છે કે, હૃદયક્ષોભ કલાના આવિર્ભાવને માટે આવશ્યક છે.

આટલું છતાં આ બધા વિદ્વાનોમાંથી કોઈ પણ કલાનું પૂરેપૂરું સ્વરૂપ દર્શાવવા શકિતમાન થયા નથી.

કુદરતને એ દેખાય છે એવા સ્વરૂપમાં રજૂ કરવી એ કલા નથી. એના અંતરના મર્મને સમજાવવો એ કલાકારનું કાર્ય છે. ખરો કલાકાર કુદરતને ભલે જુએ. પણ પછી એ ઉપરથી પોતાની નવી સૃષ્ટિ એ રચે છે, અને રચના કરતાં કરતાં પોતાના હૃદયના રંગો, કલ્પનાની રેખાઓ અને સંગીતની તાલમયતા એ નવી સૃષ્ટિમાં ઉમેરી દે છે.

કલાનો ઉદ્દેશ સૌંદર્ય ઉપજાવવાનો છે. પહેલાં જે વૃક્ષમાં કે પહાડમાં આપણને સૌંદર્ય દેખાતું ન હતું ત્યાં એ જ વૃક્ષને એ જ પહાડને ઉત્તમ ચિત્રકાર જ્યારે ચિતરે છે ત્યાર પછી આપણને સૌંદર્ય દેખાવા માંડે છે. એ જ પ્રમાણે ઘણી વસ્તુઓ જે આપણને તદ્દન નજીવી અને કંટાળાભરેલી લાગતી તે ચિત્રકારના ચિતર્યા પછી સુંદર અને આકર્ષક બની જાય છે.

આપણાં ગામોમાં અને શહેરોમાં એવાં ઘણાં સ્થાનો છે, જેનાં સારાં સારાં ચિત્ર દોરવામાં આવે તો પછી એમની અંદર રહેલું સૌંદર્ય જોવાની આપણને આવડત આવી જાય.

નવા ચિત્રકારોએ શરીરવિદ્યા અને યોગ્ય દર્શનના એટલે Anatomy and Perspectiveના નિયમો, જેમ પહેલાના મહાન ચિત્રકારો વૈદકશાળાઓના શરીરછેદન વર્ગોમાં જઈને અને ગણિતશાસ્ત્ર ભણીને શીખતા હતા તેમ, શીખી લેવા જોઈએ. એટલું જ નહિ, પણ પોતાનાં ચિત્રોનાં તેજ અને રંગોની માનસશાસ્ત્રના નિયમો પ્રમાણે મન પર શી અસરો થશે તે પણ એમણે સમજવું જોઈએ. રંગોના રાસાયણિક ગુણ, એમનું ટકાઉપણું, બ્રશની જાતો એ બધું પણ એણે સમજવું જોઈએ. એ ઉપરાંત, સિનેમા ઉપરથી પણ ગતિ અને અભિનયની હીલચાલો જાણવી જોઈએ.

ચિત્રકાર કવિ જેવો છે, અને પ્રેરણા પ્રમાણે સ્વપ્નસૃષ્ટિમાંથી ઊંઘતોજાગતો એ કામ કરે એ ખ્યાલ હવે છોડી દેવો જોઈએ. અને, કોઈ દેવતાઈ પ્રકાશને અનુસરીને એણે પોતે મનોમય સૃષ્ટિમાં જોયેલાં દશ્યો ગમે તે પળે રજૂ કરવાં જોઈએ ઇત્યાદિ ખ્યાલો પણ કાઢવા જોઈએ.

કલાકાર સ્વપ્નસૃષ્ટિમાં ભલે રમે, પણ તે તો કોઈ વૈજ્ઞાનિક કે શોધક પોતાના કાર્ય માટે રમે તેટલું જઃ વધારે 'ગુહ્યાત્ ગુહ્યતમ' રીતો આ વૈજ્ઞાનિક જમાનામાં ચાલશે નહિ.

નવા કલાકારે નવા જમાનાના બધા પુરુષાર્થ પણ શીખવા જોઈએ. સામાન્ય જ્ઞાનના પુસ્તકો નવલકથા, કાવ્યો ઇત્યાદિના સંપર્કમાં રહ્યા વગર કે બહુશ્રુત થયા વગર માત્ર પણિયારાના મુનશી થયે એને પાલવશે નહિ. એણે જમાનાની સાથે રહેવું જોઈએ. ચાલુ સામાજિક અને રાજકીય પ્રવૃત્તિથી પોતાનું હૃદય ધડકે તો જ નવા જમાનાને એ પોતાની કલાદ્વારા કંઈ નવા સંદેશા આપી શકશે.

સુપ્રસિદ્ધ યૂરોપીય ચિત્રકાર લિયોનાર્ડો ડી. વિન્સી કહેતોઃ

'ભગવાન, તારી પાસેથી ઘણી સારી સારી બક્ષીસો તો અમને મળે છે, પણ એ બધાં માટે તું અમારી પાસે અતિશય મહેનત કરાવે છે.'

કલાઓનો એક મહાન હેતુ ઘણાની જાણમાં નથી. આપણા આત્માની ઉપર અજ્ઞાનના, મોહના, રાગદ્વેષના, સ્વાર્થના, સ્થૂળ સુખના, આળસના, જડતાના, ઈંદ્રિયલોલુપતા ઇત્યાદિના અનેક પડદા પડેલા છે. માન સરોવરનો રાજહંસ(આત્મા) પોતાનો શુદ્ધ, અને પવિત્ર, આનંદ ભૂલી ગયો છે. ચિત્ર, સંગીત, નૃત્ય, કાવ્ય અને સૃષ્ટિસૌંદર્યનું દર્શન આત્માને ઢાંકી દેતા પેલા એક–એક પડદાને ખસેડી નાખે છે.

કલાઓનો મહાન હેતુ આપણા આત્માનું દર્શન કરાવવાનો છે, અને આત્માના મહાન ગુણો આપણને પ્રાપ્ત કરાવવાનો છે; જેથી આપણે મનુષ્યો પણ ભગવાન જેવા ઉચ્ચ, શકિતમાન, જ્ઞાની, આનંદી અને કલ્યાણકારી થઈ શકીએ.

લિયોનાર્ડો ડી વિન્સી પ્રેરણાની બહુ રાહ નહિ જોતાં ઉદ્યોગ અને સતત મહેનત કરવાની સલાહ આપે છે: 'નવ્વાણું ટકા પરસેવો અને એક ટકો પ્રેરણા.'

રોડિન કહે છે કે, અતિશય કાળજીપૂર્વકના અભ્યાસની બરાબરી બીજા કશાથી થાય એવી નથી. કલાનું ખરું રહસ્ય અને જીવનનાં પણ ઘણાં રહસ્યો મહેનતથી જ મેળવાય છે.

ટર્નર કહે છે, 'મારી પાસે કલાનાં બીજાં કશાં રહસ્યો નથી; સખત મહેનત છે.'

ચીનમાં પણ ચિત્રકારોને દશહજાર ચિત્રો દોર્યા વગર બહાર નહિ પડવાની સલાહ આપવામાં આવી હતી.

ટીકાકારોએ અતિશયોકિતઓ કરી કરીને ચિત્રકારોને બગાડયા છે: 'આ તો પ્રભુની બક્ષિસ અને આ તો દૈવી પ્રેરણાથી જ બને, ઇત્યાદિ.' પણ, એ બધું અક્કલ ઠેકાણે રાખીને સમજવું. જે પોતે પોતાને મદદ કરે છે તેને ભગવાન પણ મદદ કરે છે.

# ચીનની કલા

## [ ૧ ]

આખા એશિયાખંડની સંસ્કૃતિમાં એક તત્ત્વ સર્વસામાન્ય છે. એની કલાના નિરીક્ષણથી માલૂમ પડયું છે કે, એ ખંડના એકેએક દેશમાં ત્યાંની પ્રજાઓનું જીવન જ્યારે જ્યારે ખીલ્યું છે ત્યારે ત્યારે એની કલાની ફળદ્રૂપતા એક જ રીતે થઈ છે. એના ઇતિહાસના યુગો જ્યારે જ્યારે ગૌરવશાળી થયા છે ત્યારે ત્યારે તેમાં માનવ આત્માનો જ આવિર્ભાવ વિધવિધ વૈભવોથી પ્રકટચો છે. ટૂંકામાં, એશિયાની કલાની વિશિષ્ટતા એના આધ્યાત્મિક તત્ત્વની છે.

સંસાર અને જગત સાથે માનવહૃદયનો ઉચ્ચ સંબંધ જામતાં જે જે અદ્‌ભુત રસ અને સૌંદર્ય જન્મે છે તે તે બધાં ચીન, જપાન અને હિંદુસ્તાને પોતાની કલાસૃષ્ટિમાં ઉતાર્યાં છે.

પશ્ચિમની પ્રજાઓએ કુદરતને વશ કરી છે. પણ, એ કુદરતની શક્તિઓએ હમણાં તો એમને ફસાવી માર્યાં છે. સૃષ્ટિનું સાચું સૌંદર્યતત્ત્વ આસુરી જીવનથી હજી સુધી તો એમને મળ્યું નથી, ને ભવિષ્યમાં પણ જ્યાં સુધી એમના સ્વભાવ બદલાય નહિ ત્યાં સુધી એમને મળશે કે કેમ એ શંકા છે.

ગોરા લોકોએ જીવનના જુદા જુદા ભાગ કરી નાખ્યા છે, ને એકએક ભાગનો અધિષ્ટાતાને સ્થાને એકએક જડ વિજ્ઞાનશાસ્ત્રને સ્થાપ્યું છે. એથી એમનું જીવન છિન્નભિન્ન થઈ ગયું છે, અને એક પોષક

રસ એમના અખંડ જીવનમાં વહેતો નથી. સૌ કલામાં મોટામાં મોટી કલા જીવવાની કલા છે. એ જીવનકલા એ લોકો ખોઈ બેઠા છે. પ્રફુલ્લ જીવન કેમ જીવવું? અને, સંસારની સાચી સંપત્તિ કઈ છે એ કેમ જાણવું? એના જવાબ ચીન, હિંદુસ્તાન, ઈરાન ને જાપાનની કલાઓમાંથી મળે છે.

ચીનમાં બૌદ્ધ ધર્મના પ્રવેશ પહેલાં જે કલા હતી તે ગોપ-જીવનમાં જે ખરાં ને કાલ્પનિક પ્રાણીઓ રચાય છે તે જાતની હતી. જંગલજીવનની એવી કલામાંથી એમનો એક ભયંકર મકરસર્પ (Dragon) ઉત્પન્ન થયો છે. એ બહુ જ લાંબો, તીક્ષ્ણ દાંત તથા નહોરવાળો અને પોતાની ચૂડમાં પકડીને ભચડી મારે એવા જાડાલાંબા શરીરવાળો કલ્પાયો છે. એ જરૂર પડે તો પાંખોથી આકાશમાં ઊડી શકે છે, ઝાડ પર ચડી શકે છે, જળ કે સ્થળમાં ગમે ત્યાં વેગથી ધસી જવું એ એને મન રમત છે. આકાશ, પૃથ્વી અને પાતાળ ચાહે ત્યાં જાઓ, પણ આ ડ્રેગન–મકરસર્પ–જો ધારે તો તમને પકડી પાડવાનો.

આ મકરસર્પનાં ત્યાં હજારો ચિત્રો અને શિલ્પો થયાં છે, અને હજી થયાં કરે છે. યુરોપવાસીઓને એ 'ડ્રેગન'–મકરસર્પ–ક્રૂર, ત્રાસદાયક, ભયંકર અને બેડોળ–બીભત્સ રૂપનો લાગતો, અને તે જુગુપ્સા ઉત્પન્ન કરે છે, એમ કહેવાતો. જે દેશમાં આવા રાક્ષસી પ્રાણીઓ પ્રત્યે આટલો બધો આદર હોય તે પ્રજા અર્ધ જંગલી જ હોઈ શકે, એમ પણ ધારવામાં આવતું. પરંતુ, ચીનાઓમાં તો આ વિચિત્ર વિરાટકાય પ્રાણી માનવી પ્રત્યે દુશ્મનાવટ કે વિનાશવૃત્તિથી ભરેલું હોવાનું મનાતું જ ન હતું. એ પ્રજાના માનસમાં તો એ અફાટ દિક્કાળનું સૂચક અને અમર્યાદિત કુદરતી બળોની મૂર્તિ રૂપે ઠર્યું હતું. સંતો એના પર સવાર થઈ શકતા, અને નિર્દોષ સ્ત્રી-પુરુષોને ભીડને વખતે એ મદદ કરતું. બાળકો તો એના શરીર પર ગમે ત્યાં બેસતાં છતાં એમને એ હેરાન કરતું નહિ; એટલું જ

નહિ, પણ ઘણી વાર તો પાણીમાં ને હવામાં એમને એ સહેલ કરવા લઈ જતું.

જળધોધ અને સાગરોમાં, મેઘ અને વરસાદોમાં જે બળ વ્યાપેલું છે તે વરુણ અને ઇન્દ્રના એકત્રિત દેવતાઈ બળની મૂર્તિ જેવું ચીનમાં એ ડ્રૅગનનું સ્થાન છે. મેઘ અને સાગરમાં રહેલું મહા બળ જે સતત ગતિમાન છે, અને જે સદોદિત વિનાશ કરતું અને નવપલ્લવિત કરતું, મારતું ને જીવાડતું પ્રવર્તમાન છે એવું બળવાન અને કલ્યાણમય તત્ત્વ એ ડ્રૅગનમાં ચીનાઓએ કલ્પ્યું છે.

જગતમાં પાણી જેવું કોઈ કોમળ અને નબળું નથી, પણ એ જ પાણી વખત આવ્યે ભીષણ અને ક્રૂર બની પૃથ્વી પર પ્રલય લાવે છે.

ઉચ્ચમાં ઉચ્ચ સત્ત્વ પણ એ પાણી જેવું છે. પાણી કલ્યાણકારી છે, પણ એને કલ્યાણ કરવામાં કંઈ શ્રમ પડતો નથી. એ નીચામાં નીચે સ્થળે જઈ રહે છે, ને છતાં એ વિરાટ સમું મહાન ને સર્વવ્યાપી છે.

ચીની ચિત્રકારો મકરસર્પને પાણીમાંથી આકાશમાં જતો અને આકાશમાંથી પૃથ્વી પર ઊતરતો ચીતરતાં થાકતા જ નથી. એના શરીરને વેગથી વાંકુંચૂકું વાળવામાં તેઓ અનેક આકૃતિઓ સર્જે છે, અને એની ગતિની સુંદરતાના તથા એના ચપળ દેહની શોભાના વિધવિધ પ્રકાર ઉપજાવ્યે જ જાય છે. રૂપમાં ભયંકર છતાં કર્તવ્યમાં મિત્ર સમું અનુકૂળ અને સ્નેહાળ પણ એ થઈ જાય છે. એના એવા સતત પરિચયથી પછી ધીમેધીમે એની બીક જતી રહે છે, ને એના દેહનું સૌંદર્ય ને ગતિની મોહકતા ધીમેધીમે આકર્ષક બની જાય છે!

ભગવાનના રુદ્ર–ભયંકર–રૂપમાંથી પ્રકટતી પ્રેમાળ સ્વરૂપની

ભાવના તો ધર્મના જગતભરના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે, પરંતુ ચીની પ્રજાના કવિત્વને, કલ્પનાબળને અને મનોનિગ્રહને ઘડવામાં આ મકરસર્પ–વિરાટની ભાવનાએ–કેટલો મોટો ભાગ ભજવ્યો હશે તે વિચારવા અને મનન કરવા જેવું છે. ચીની પ્રજાનું માનસ આ રીતે ઘડાયું છે : ભય ને સૌંદર્યથી ભરેલા જગતમાં માનવી મુકાયો છે. જગતનો એ અનુભવ કરવા નીકળે છે. એનો વિચાર બાહ્ય જગત સાથે બને તો હળીમળીને રહેવાનો છે. એની અમર્યાદ શક્તિઓ ને જડચેતનનાં રહસ્યો સમજી એને અનુકૂળ થવાની એ મહત્ત્વાકાંક્ષા સેવે છે.

પણ, જગતમાં બધે ભટકીને થાકયા બાદ, આખરે ખરું સમાધાન તો પોતાના અંતર તરફ વળવાથી જ મળશે એવો એ નિશ્ચય કરે છે. દુન્યવી સૌંદર્ય અને મોહકતા એને માયાવી લાગે છે, અને મન એ જ બંધન અને મોક્ષનું સાચું કારણ છે, એવી પ્રતીતિ થતાં આખરે એ પોતાના અંતઃકરણ તરફ જ અભિમુખ થાય છે. પવનથી હાલતી પણ ન હોય એવી સ્થિર જ્યોતની માફક ભગવાન બુદ્ધ જે ધ્યાનની સ્થિતિમાં બેઠા છે તે આ નિશ્ચયનું ઉત્તમ દૃષ્ટાંત છે. બુદ્ધની આ આનંદસમાધિએ ચીનને વિચાર–નિમગ્ન કરી નાખ્યું છે.

હિંદની કલા અને કવિતામાં પણ સૃષ્ટિસૌંદર્યથી મળતા આનંદનાં વર્ણનો અને આલેખનો ઘણાં છે. છતાં, ચીનના જેવો કુદરતનો બારીક અને સર્વવ્યાપી અભ્યાસ તો હિંદમાં પણ નથી, એમ કહેવું પડશે. ચીને જેવાં કેવળ કુદરતી દૃશ્યો કલામાં ઉતાર્યાં છે તેવાં તો હિંદે તો શું પણ કોઈ દેશે ઉતાર્યાં નથી. ધ્યાનથી પ્રાપ્ત થતી એકાગ્રતાના ગુણને પ્રતાપે પૃથ્વી અને મનુષ્યોની મૈત્રીનો બહુ ઊંડો ભાવ ચીનની કલામાં અમર રીતે અંકિત થયો છે.

પશ્ચિમના પ્રજામાનસમાં જડ જગતને સત્ય માનવાનો ઝોક

છે. એ લોકો જગતને ભોગવવાની વસ્તુ ગણે છે. કુદરતી બળોને વશ કરી, એને મનુષ્યના ઉપયોગમાં લેવાના પુરુષાર્થ એમણે કર્યો છે. સંસારનાં સુખ યથેચ્છ ભોગવવામાં કંઈ દોષ હોય, એમ એમને લાગતું નથી. તેથી દસ્ય જગતનાં સૌંદર્યોનો મહિમા એમણે પુષ્કળ ગાયો છે, ને આલેખ્યો છે. પુરુષોના પ્રતાપ, સ્ત્રીઓનાં લાવણ્ય અને માનવપ્રવૃત્તિઓનાં હજારો દસ્યો એમણે કલામાં ઉતાર્યાં છે. સમુદ્રો, નદીઓ અને ઝરણાં, પાણી પર પડતા ચંદ્ર અને સૂર્ય-પ્રકાશનાં તેજછાયા, લીલાં ખેતરો અને ઘટાદાર વૃક્ષો, ભૂમિ, પહાડો અને વિવિધરંગી પક્ષીઓ ઇત્યાદિ તેઓ આબેહૂબ ચીતરે છે. પરંતુ, એની પાછળ કંઈ ઊંડું કે અદસ્ય તત્ત્વ પશ્ચિમનો કલાકાર જોતો નથી. આટલું બાહ્ય સૌંદર્ય જ્યાં ન હોય ત્યાંથી એ ભાગી જાય છે.

પણ, એ દસ્ય માનવજગતની પાર જે અફાટ ને અદમ્ય શક્તિઓ ઊછળી રહી છે, અને વૈભવ પ્રસર્યાં છે તેને ને પશ્ચિમનાં લોકોને તો જાણે કંઈ સંબંધ જ નથી. ઉજ્જડ રણો, નિર્જન પર્વતો, એકાંકી પંખીઓ કે ઘાસનાં ફૂલને ચીની અને જાપાની કલાકારો જે દબદબાથી, ભાવથી ને પ્રેમથી ચીતરે છે તેવી શક્તિ પશ્ચિમના કલાકારોએ દર્શાવી નથી. એમને તો મોટે ભાગે ઉપયો-ગિતાની જ દષ્ટિથી જગતને જોવું છે. શુદ્ધ આનંદની દૃષ્ટિ તો વર્ડ્ઝવર્થ જેવા કોઈ વિરલમાં જ હતી.

નાયગરાના ધોધને જે યુરોપિયન પ્રવાસી પહેલો જોવા ગયો હતો તે તો એના રાક્ષસી દેખાવથી ગભરાઈ જ ગયો હતો. મુંબઈ પાસેની આપણી એલિફન્ટા(ઘારાપુરી)ની ગુફામાંના શિવ જેણે પ્રથમ જોયા તે તો કલાપ્રેમી અંગ્રેજ હતો, પરંતુ તે પણ એ શિવના બીજા વધારાના હાથ કાપી નાખવા જોઈએ એમ ભલામણ કરી ગયો હતો! અને, એ ભવ્ય રૂપને પણ એણે 'ગ્રોટેસ્ક' (કદંગું) કહી નાખ્યું હતું!

ચીનના કલાકારો મનુષ્યના આત્માને સંસારની ક્ષુદ્ર તૃષ્ણાઓના વાતાવરણથી ઊંચે લઈ જાય છે. તેઓ એ તૃષ્ણાઓનો ત્યાગ કરાવતા નથી, પરંતુ એના ખુદ સ્વરૂપને જ બદલી નાખે છે. એથી જ પશ્ચિમના લોકોને ભયંકર અને કાળમુખો લાગતો પેલો મકરસર્પ ચીનાઓને મન મહાબળવાન છતાં રમવાની વસ્તુ લાગે છે !

શેલી જીવનથી કંટાળ્યો હતો; છતાં, પશ્ચિમના સૂસવતા વાયરા(West Wind)ને એ જેમ પોતાના વિખ્યાત કાવ્યમાં અભિનંદન આપે છે, તેના જેવો ચીનાઓનો પેલા મકરસર્પ પ્રત્યે ખ્યાલ છે. વળી, આકાશ, જે સર્વ જગતને વ્યાપી રહ્યું છે, જે અનંત છે અને જેનાં ઊંડાં રહસ્યો આપણે કંઈ જાણતા નથી તે આકાશ ચીતરવાનું તો ચીની કે જાપાની ચિત્રકારોને જ આવડે છે; બીજા કોઈને આવડતું નથી.

એમને મન, આકાશ એ કોઈ ભયાનક દીવાલ, ભીંત કે ભીષણ આડ જેવી વસ્તુ નથી, અથવા એ જોવાથી માણસ અવાક્ થઈ જાય એમ પણ નથી. આકાશ–'સ્પેઈસ'–અવકાશ–એ એમને મન તો મુક્ત આત્માનું ઘર છે. અનંત આત્માનો ત્યાં પ્રવાહ વહે છે, ને એ પ્રવાહ સાથે તરવાની ખરી મજા આકાશમાં જ છે, એમ ચીનની રસદૃષ્ટિએ સિદ્ધ કર્યું છે. વિશ્વને કદિ મર્યાદા નથી. એ પૂર્ણ છે, અને એ પૂર્ણતા સકળ આકાશમાં છવાઈ રહી છે. આ ભાવ અને અનુભવ ઉપર કુદરતના દેખાવો રજૂ કરનારી ચીનની કલાઓ ઘડાઈ છે.

એમનાં ચિત્રોમાં ખાલી જગ્યા બહુ હોય છે. પરંતુ, એ તો ચેતનભર્યાં આકાશના વિધવિધ પ્રકારો છે.

આકાશ પોલું, ખાલી એવો આપણો ખ્યાલ છે. ચીનજાપાનનો ખ્યાલ એવો નથી. ચીનનો મહાન ધર્માચાર્ય લાઉત્સે આકાશ સાથે મૈત્રી પ્રબોધે છે. ખાલીપણાની તો એ બહુ પ્રશંસા કરે છે.

એ કહે છે કે, માટીમાંથી આપણે ઘડા, ફૂલદાનીઓ ને ઘાટીલાં વાસણો બનાવીએ છીએ. એ વાસણોનો લાભ, એની અંદર જેમ ખાલી જગ્યા વધારે–આકાશ તત્ત્વ વિશેષ—તેમ વધારે.

ઘર પણ બારીબારણાં, ઊંચાઈલંબાઈ વગેરેથી જ રહેવાયોગ્ય બને છે. એમાં પણ જેમ ખાલી જગ્યા વધારે–જેમ એ આકાશ વધુ રોકે- તેમ એને ભોગવવાની મજા વધારે. આ સચેતન આકાશ-તત્ત્વ પકડીને કુદરત જોવાની ચીના લોકો આપણને નવી જ દૃષ્ટિ આપે છે.

કુદરતનાં દૃશ્યચિત્રો આલેખવાની ચીનાઓની આ વિશિષ્ટતા જાપાનીઓએ ખૂબ વિકસાવી છે. આપણા પંજાબના ચિત્રકાર શ્રી અબ્દુર્રહેમાન ચુઘતાઈએ પણ એનો લાભ લીધો છે. એમણે એક હરણના ચિત્રમાં (જુઓ 'કુમાર'નો ૯૨મો અંક) આવું ચીની ભાવવાળું આકાશ આલેખેલું છે. અને એ ખાલી ચેતનપૂર્ણ આકાશ હરણને તથા અંદરના ગિરિપ્રદેશને હૃદયક્ષોભ કરાવે એવાં બનાવી દે છે.

ચીની ચિત્રકારને મન 'લૅન્ડસ્કેઈપ' એટલે નિસર્ગદૃશ્યોની કલા ઉચ્ચમાં ઉચ્ચ છે. એને મન એમાં એકલી કુદરત જ નહિ, પણ સમગ્ર જીવસૃષ્ટિ–પક્ષી, પ્રાણી અને વનસ્પતિ, માનવ જાતની તમામ પ્રવૃત્તિ–અને વિશાળ કુદરત, જેમાં દિક્ અને કાળનો સમાવેશ થાય છે એ સર્વ આવી જાય છે. 'લૅન્ડસ્કેઈપ'નો અર્થ જ ચીનમાં સામાન્ય રીતે આપણા ચિત્રકારો સમજે છે તેના કરતાં વધારે ઊંડો ને વધારે વિશાળ છે. પૃથ્વી, ગામડાંની ભાગોળો, ખેતરો અને કુદરતમાંની આરામ તથા આનંદ આપતી સર્વ ચીજો એ બધું આપણા નિસર્ગચિત્રોમાં હોય છે. યાત્રાનાં સ્થળો, ઐતિહાસિક સ્થળો ઇત્યાદિને એના આસપાસના સૌંદર્યથી મઢીને યુરોપી ચિત્રકારો રજૂ કરતા. એમાં પહાડો, સમુદ્ર ઇત્યાદિ મુકાતાં તે એમની પોતાની ખાતર નહિ, પણ અમુક દેખાવની પરિપૂર્ણતાને માટે

મૂકવામાં આવતાં. પશ્ચિમમાં શુદ્ધ કુદરતી દશ્યોનાં ચિત્રો તો પાછળથી રજૂ થયાં છે. ઉત્તર અને દક્ષિણ યુરોપની બે કલમો જુદીજુદી હતી.

ટીસ્યાં, ઍનીબાલ કેરેસી, પોસીન, ક્લૉડ, વાનડાઇક, રુબેન્સ, રેમ્બ્રાં, કૉન્સ્ટેબલ, ટર્નર, વ્હિસ્લર અને છેલ્લે સીઝેન જેવા ફ્રેન્ચ ઇમ્પ્રેશનિસ્ટ કલાકારો—આ બધા ચિત્રકારો પોતપોતાની કક્ષામાં મહાન છે. પરંતુ, એ બધા કુદરતનાં જુદાંજુદાં રૂપોને આલેખે છે. કોમળ કે કઠોર, ઘરગથ્થુ કે દિવ્ય સ્વરૂપે એમણે કુદરતને ચીતરી છે. એક ટર્નરમાં માત્ર અનંત કુદરતનું સંપૂર્ણ દર્શન છે એમ કહી શકાય.

પશ્ચિમના ચિત્રકારો રંગોની મિલાવટમાં ચીનના ચિત્રકારો કરતાં કદાચ ચડી જાય. ચીનમાં નિસર્ગલેખન કાગળ કે રેશમનાં વસ્ત્ર પર કાળા રંગે જ મોટે ભાગે ચીતરાય છે. એમનાં ઉત્તમમાં ઉત્તમ ચિત્રો માત્ર કાળી શાહીથી દોરાએલાં છે. માત્ર જરા ખુલ્લી કે ઘેરી શાહી વપરાય ખરી; પરંતુ, એમનાં એ જૂનાં ચિત્રોમાં રંગ તો નથી જ. ચીનને રંગની સમજ નથી એમ તો હવે કોઈ કહી શકે એમ નથી, પરંતુ આવાં એકરંગી ચિત્રો તેઓ હેતુપૂર્વક જ કરે છે.

ચીની કલાકારને મન મનુષ્યજીવનથી કુદરતનું જીવન જુદું નથી. આખી સૃષ્ટિમાં આપણા આત્મા ગમે ત્યાં વિહાર કરી શકે એવી મુલાયમ સૃષ્ટિનું સ્વરૂપ રજૂ કરવામાં ચીની ચિત્રકારો સફળ થાય છે. એમનાં ચિત્રો જોતાં જાણે આપણે એના વાતાવરણમાં એકરસ થઈ જઈએ છીએ!

કુદરતનાં દશ્યો ચીતરતાં ચીનાઓને યુરોપ કરતાં વહેલું કેમ આવડ્યું? અને, તે પણ આટલું બધું સાત્ત્વિક ભાવથી? ખેતીના ધંધામાં જૂના કાળથી તો બીજી ઘણી યે પ્રજાઓ પડેલી છે, અને

કુદરતના સહવાસ એમણે પણ સેવ્યા છે. છતાં, પૃથ્વીના સંપર્ક અને ઋતુઓના રંગથી ચીની પ્રજા જેવી રસદૃષ્ટિ બીજી પ્રજાઓમાં કેમ ખીલ્યાં નથી ?

લશ્કરી કારણસર ચીનને આપણાં ટીપણાં આકારના લાંબા ભૌગોલિક નકશા કરવા પડતા; એમાંથી ચિત્રવિદ્યાના સિદ્ધાંતોનું શાસ્ત્ર એમણે ખીલવ્યું. અને, કૉન્ફ્યુશિયસ, લાઉત્સે આદિ એમના ફિલસૂફોના તેમ જ બૌદ્ધ ધર્મના વિચારોએ આખી પ્રજામાં પ્રસરી જઈ ચીનને કવિત્વ, તત્ત્વજ્ઞાન અને રસિકતાના સંસ્કાર આપ્યા.

આપણા સોળ સંસ્કાર જેવા એમનામાં જન્મથી મરણ સુધીના સંસ્કાર કરવાની રીતો બહુ રસિક અને સંગીતમય હતી. એમનામાં પણ મંદિરો હતાં, આકર્ષક ક્રિયાકાંડ હતાં, સર્વવ્યાપી કેળવણી હતી. ધાર્મિક મૂર્તિઓ અને શિલ્પસ્થાપત્ય, તીર્થ, ધ્યાન, ત્યાગ અને વ્રતઉપવાસથી એમનાં જીવન શિસ્તવાળાં અને ગંભીર પ્રેરણાઓ લઈ શકે એવાં બન્યાં હતાં. મંદિરે મંદિરે પુસ્તકશાળા હતી. હિંદુસ્તાનથી પણ હજારો પુસ્તકો ત્યાં ગયાં હતાં, અને એનાં ભાષાંતરોની સેંકડો નકલો જુદાં જુદાં મંદિરો અને મઠો માટે થઈ ગઈ હતી. અહીંના હજારો સાધુઓ ત્યાં ઉપદેશ માટે ગયા, અને ત્યાંથી હજારો યાત્રીઓ હિંદુસ્તાન આવી ગયા. અહીંના ધર્મવિચારો અને સાહિત્યનું ચીની પ્રજાએ કંઈ અંધ અનુકરણ જ કર્યું નહિ, પણ એણે પોતાના વ્યક્તિત્વને એ વિદ્યાઓથી પોષીને એક નવી જ સંસ્કૃતિ ઉપજાવી.

લાખકામ, લાકડાની કોતરણી, ઘરો અને મંદિરો બનાવવાની કલા, જમીન પરના અને અગાશીમાંના બાગો, વસ્ત્રોના રંગ અને ભાતો, રેશમ, બંદૂકનો દારૂ અને એમાંથી બનતી આતશબાજી, કિલ્લા, પૂલો ઇત્યાદિ માર્ગે એની કલાઓ ખીલી. પણ, સૌથી સરસ કલા તો ચીને માટીના પ્યાલારકાબી, ભાતભાતના કટોરા ને કૂજા,

બિલોરી કાચનાં વાસણ, ઝુમ્મરો, બગીચાઓનાં કૂંડાં ને ફૂલદાનીઓ આદિ ચીનાઈ વાસણો બનાવવાની જે ખીલવી તેમાં તો એણે કમાલ કરી છે.

ચીનાઈ કાચનાં વાસણના રંગ અને રણકા, એના ઉપરની ભાતો અને એનાં ઘાટનાં સૌંદર્ય અનહદ છે. ચીનાઈ વાસણોની કલાનો ઇતિહાસ મેં વાંચ્યો. એમાં લખ્યું છે કે, અમારા મૂળ આચાર્યને જ્યારે આ વાસણો, ફૂલદાનીઓ અને રકાબીઓ સંપૂર્ણ કલાએ ખીલવવાનું મન થયું ત્યારે એમણે એની બનાવટમાં પોતાનો આત્મા રેડચો. એમણે ભઠ્ઠી કરી, પણ ભઠ્ઠીમાં હજારો પ્રયત્નો કર્યા છતાં વાસણોના રંગ અને મજબૂતી બરાબર આવતાં ન હતાં. આખરે એમણે પોતે ભઠ્ઠીમાં પડતું મૂકયું, અને ભડભડાટ બળતી ભઠ્ઠી સુવર્ણતેજથી શોભી રહી !

પછી, ભઠ્ઠી જ્યારે ઠંડી પડી, ને એ વાસણો જ્યારે બહાર કાઢ્યાં ત્યારે તો જગતમાં જેનો જોટો નથી એવાં વાસણો નીકળ્યાં. એના રંગો અદ્ભુત હતા ! કેમ ન હોય ? આચાર્યના લોહીથી એ રંગાયાં હતાં. એની મજબૂતી ધાતુ જેવી થઈ ! કેમ ન થાય ? આચાર્યના હાડકાંથી એ શેકાયાં હતાં. હજારો ભાવ ઉત્પન્ન કરે એવી એ વાસણોની મોહકતા થઈ ! કેમ ના થાય ? આચાર્યનું આખું હૃદય એમાં હોમાઈ ગયું હતું. એ વાસણો બુદ્ધિબળનો ભંડાર છે ! કેમ ના હોય ? આચાર્યનું આખું મગજ ને સમગ્ર જ્ઞાનતંતુઓએ એને ગરમી આપી હતી.

આવી પ્રજાની કલાઓ અપ્રતિમ હોય એમાં શી નવાઈ છે !

[ ૬ ]

ચીનની સંસ્કૃતિમાંથી માત્ર એની કલાનો વારસો જગતને મળે તો પણ અમૂલ્ય લાભ થાય એમ છે. શાંતિ અને માધુર્ય એ

ચીનની કલાનાં ખાસ લક્ષણ છે; અને એ લક્ષણો પ્રજાના આત્મામાંથી ખીલેલાં છે.

ચીની કલાકારોએ કુદરત સાથે જાણે મેળ મેળવી લીધો છે. સમાજનાં બંધનો કે લોભવૃત્તિથી ચીની કલા પર છે. સંસાર સાથે એણે એક પ્રકારની સમાધાનવૃત્તિ કેળવેલી છે.

એ કલાકારનો આત્મા પર્વતો, નદીઓ અને સૃષ્ટિસૌંદર્યમાં ડૂબી ગયો છે. સારો કલાકાર જેમ કોઈ બીજા કલાકારની ઈર્ષ્યા કદાપિ કરતો જ નથી તેમ એ કોઈનું ભૂંડું પણ ઇચ્છતો નથી.

સારા કલાકારે પ્રથમ સારા માણસ બનવાની બહુ જ જરૂર છે, એમ ચીનાઓ માને છે. હૃદય શુદ્ધ અને વિશાળ કર્યા વગર સારા કલાકાર થવાતું નથી. દેશાટન કરવાની અને મનનશીલ થવાની પણ ચિત્રકારને બહુ જરૂર છે, એમ ત્યાં મનાય છે.

જેનું ચારિત્ર્ય ઉચ્ચ નથી તેની કલા કદાપિ ઉચ્ચ થઈ શકશે નહિ, એવાં ચીની મહાપુરુષોનાં વચન છે.

ઉત્તમ કલાકારે મનુષ્ય સંસ્કૃતિમાંથી અને કુદરતમાંથી ઉચ્ચ તત્ત્વો ગ્રહણ કરવાં જોઈએ, એવી ત્યાં આજ્ઞાઓ છે. સોળમી સદીના તુંગચી–ચાંગ નામના ઉત્તમ ચિત્રકાર અને ઉત્તમ લહિયાનું વચન છે કે, દશ હજાર માઈલનું દેશાટન કર્યા વગર અને દશ હજાર પુસ્તકો વાંચ્યા વગર તમે સારા કલાકાર કેમ થઈ શકો? ચીનમાં સારા મરોડદાર દસ્કત કાઢવા એ પણ કલા ગણાય છે.

ચીની પ્રજા જો લાંબા વખતથી ટકી હોય તો એનામાં ઊંડી વ્યવહારકુશળતાના ગુણો છે તે કારણે. એ સંસારને દોષરૂપ ગણતી નથી. સ્વર્ગને એ પૃથ્વી પર ઉતારવા પ્રયત્ન કરે છે. મર્યા પછી સ્વર્ગ મળે તે ખાતર એ પ્રજા ફાંફાં મારતી નથી, કે 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' થતી નથી. જીવતરે બગાડે ને મરણે બગાડે, એવી એને

ટેવ નથી. એનામાં વ્યવહારકુશળતા, સ્વપ્નદ્રષ્ટાપણું, હાસ્યરસ અને લાગણીપ્રધાનતાના ગુણો છે, પણ બધા પ્રમાણસર છે. અતિ વ્યવહારકુશળતાથી એ પશ્ચિમની પ્રજાઓની માફક કેવળ ધનદોલતની જ પૂજક નથી, બની, તેમ સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કર્યા કરે ને વ્યવહાર ચૂકે એવી પણ નથી થઈ. પોતાના ઘર, પોતાનુ વાતાવરણુ, કુટુંબપરિવાર, સ્ત્રી એ બધાંને એ પ્રિય ગણે છે, અને છતાં બધો વખત એ પૈસા કમાવવામાં કે લોભવૃત્તિને પોષવામાં ગાળતી નથી. ચીનાઓના ઘર સુંદર, રાચરચીલું કળામય અને છાપરાં ઘાટીલાં હોય છે. ચિત્રો અને સંગીતનો એમને શોખ છે. સારા બાગબગીચા અને આનંદ-વિનોદમાં એ વખત ગાળે છે. કલ્પનાશક્તિ, કાવ્યરસ, આસ્તિકતા અને વિદ્યાનાં એ સેવન કરે છે. ધર્માંધતા એમનામાં નથી, પણ મુખ્ય ધર્મો ત્યાં જે જે ચાલે છે તેમાંથી ચીની પ્રજાએ અમુક અમુક ગુણો લીધા છે. અતિ ગંભીરતાથી કે નિરાશાવાદથી કે ખોટા વિરાગથી એ પ્રજા રીબાતી નથી. એનામાં હાસ્યરસ ભર્યો છે, અને ઉજાણીઓ, ઉત્સવો, ગીતો, દુહાચોપાઈઓ અને સમસ્યાઓની રમતોમાં એ લોકો પોતાની નવરાશનો વખત ગાળે છે. અને, સંસ્કૃતિઓની રક્ષા અને વિકાસ તો નવરાશ મેળવવામાં અને નવરાશનો સદુપયોગ કરવાથી જ થાય છે.

જે લોકો પોતાની છોકરીઓને માટે સારા વર ના મેળવી શકે, ગૃહસંસારને ધિક્કારે, સ્વચ્છંદી જીવનને પોષે, અને લગ્ન-જીવનનાં વિશુદ્ધ સુખો ના સમજે તેમને ચીના આગેવાનો સુધરેલા કહેવાની જ ના પાડે છે.

કલા, કવિતા અને ધર્મ ચીના લોકો એટલા માટે જરૂરી માને છે કે, એનાથી જીવન અને સંસાર તરફની આપણી દ્રષ્ટિ સદાકાળ તાજી રહે છે; દિવ્ય ભાવથી આપણે પ્રેરાયેલા રહીએ છીએ; અને સંસાર તરફની આપણી કર્તવ્યનિષ્ઠા બળવાન રહે છે.

ઉમ્મર વધતી જાય છે તેમ તેમ આપણી ઇંદ્રિયો ધીમે ધીમે બહેર મારતી જાય છે. આપણા ભાવો જડ થવા માંડે છે. નિર્દયતા, દુઃખ અને અન્યાય જોઈને આપણાં હૃદય હાલી ઊઠતાં નથી. આપણી નિર્મળ જીવનદૃષ્ટિ જગતના નજીવા સ્વાર્થોથી ઘેરાઈ જાય છે.

મનુષ્યજીવન એક મહાકાવ્ય જેવું છે. એનામાં તાલ હોય છે, અને રાગ હોય છે. ફરતાફરતી ઋતુઓ એના આંતરિક જીવનમાં પણ આવે છે, અને જાય છે. સાચું જીવનતત્ત્વજ્ઞાન અને જીવનકલા મળી જાય તો બાલ્યકાળ, યૌવન, પરિપક્વ દશા અને વૃદ્ધત્વ બધાં સુખરૂપ અને ફળદ્રૂપ નીવડે છે.

જીવનરૂપી સંગીતકાવ્યનું સૌંદર્ય સમજવું, એની સ્તુતિ કરવી અને હસતાં હસતાં જાગવું અને હસતા મુખે આ સંસાર વખત આવે ત્યારે છોડી શકાય એવું જીવન કરવું જોઈએ.

[ ૩ ]

કલા ઉપર કહેલા પક્ષાઘાતોમાંથી આપણને બચાવે છે. આપણી મશ્કરી કરીને, આત્મભાન કરાવીને અને ઉચ્ચ જીવનનાં દર્શન કરાવીને એ આપણને માનવજીવનની દિવ્યતા ભૂલવા દેતી નથી.

નિર્મળ વિચારો. ક્ષુલ્લક જીવન. સ્વાર્થ. અસત્ય, અનારોગ્ય દશા અને મૂર્ખાઈઓમાંથી કલા અને કવિતા જ આપણને છોડવે છે.

અતિશય સાંસારિક ચિંતાઓ અને મનોવિકારોના તાપમાંથી મુક્તિ અપાવવાનું કામ કલાનું છે.

કલાના સેવનથી આપણી ઇંદ્રિયો પ્રાણવાન બને છે. બુદ્ધિ અને વ્યવહારનો મેળ મેળવાય છે. લાગણીઓ શુદ્ધ થાય છે, અને

છિન્નભિન્ન થતું જીવન પાછું નીરોગી અને સૌંદર્ય ગ્રહણ કરી શકે એવું તેજસ્વી બને છે.

જ્યાં ડહાપણ વગરનું જ્ઞાન હોય, કેવળ ટીકાખોર વૃત્તિ જ હોય, પણ ગુણની પરીક્ષા કે ગુણ ગ્રહણ કરવાની તાકાત ના હોય; સૌંદર્યનો પારખ હોય, પણ રસ ના હોય, સત્યની સમજ હોય પણ એને માટે જુસ્સાનો સદ્ગુણ ના હોય; ધર્મ હોય પણ દયા ના હોય; વિવેક હોય પણ હૃદયની ઉષ્મા કે સાચી લાગણી ના હોય; એ સંસાર પામર છે.

કોઈ પણ દેશ આ બધી વિકૃતિઓ એની કલાદ્વારા સુધારી શકે એમ ચીના લોકો માને છે. ચીનની પ્રજાને જિંદગી બહુ વહાલી લાગે છે. અને, એને મૂકીને જવાનું છે એ જ્ઞાનથી ચીનાઓનાં દિલમાં એક જાતની કરુણરસિક કવિતા રમ્યા જ કરે છે. અને, નવાઈ લાગશે પણ એના વિદ્વાનો સુદ્ધાંને એ જ જ્ઞાનથી આ સંસારનાં સુખ ઊંડાણથી અને રસથી ભોગવી લેવાની દાનત રહે છે.

આ પૃથ્વી એ જ એકલું સ્વર્ગ છે, એમ જો ખાત્રી થાય તો આપણા સંસારને સ્વર્ગ બનાવવાનો ખરો પ્રયત્ન આપણે કરીએ.

સ્વર્ગમાં રહેતા હતા ત્યાંથી આદમ અને ઇવે ભગવાનની આજ્ઞાનો ભંગ કરવાથી એમને અને એમની ઓલાદને સ્વર્ગમાંથી કાઢી મૂકવામાં આવ્યાં છે એ ખ્રીસ્તી લોકોના પુરાણની કથા છે, આપણી નથી.

શું આદમ અને ઇવે પૃથ્વીમાં રહેવાનું કર્યું ત્યારથી ફૂલો ઊગતાં બંધ થયાં છે? શું સક્કરજન આપણી વાડીઓમાં પાકતાં નથી? એના રંગમાં મોહકતા નથી? સ્વાદ મધુર નથી?

પૃથ્વી જ સ્વર્ગ છે. અહીં કોયલો, બુલબુલો અને ચંડોળ

પક્ષી ગાયાં કરે છે. ઊંચા પહાડોનાં શિખર બરફથી શોભે છે, અને એ બરફનાં પ્રતિબિંબ આપણાં ગિરિસરોવરોમાં પડે છે! આપણાં આકાશમાં ગુલાબી રંગો થાય છે, અને વર્ષા ઋતુમાં મેઘધનુષ્ય પણ થાય છે! અહીં ઝાકળ પડે છે! જળધોધ છે, અને કુંજ-વનોમાં થઈને ઝરણાં વહી જાય છે!

માનવોનું સ્વર્ગ ખોવાઈ ગયું એવી ખોટી વાત કોણે ઉડાવી છે? શું આ પૃથ્વી બદસૂરત છે?

એમ માનનાર ભગવાન જેવા કૃપાળુ પિતાનાં કૃતઘ્ની અને વંઠેલ છોકરાં હશે.

એક હતો છોકરો. એનું નામ હમણાં આપણે નહિ દઈએ. પણ, એ અડબંગ હતો, અને અતિ લાડથી બગડેલો હતો. એ સીધો ભગાવન પાસે પહોંચ્યો, અને કહેવા લાગ્યો, 'આ પૃથ્વી તો કંઈ સારી નથી. મને મોતીના દરવાજા હોય એવા સ્વર્ગમાં મોકલો.'

એટલે, ભગવાને ચંદ્ર તરફ આંગળી કરીને કહ્યું, 'જો! આ કેવું રમકડું છે? સારું નથી?'

છોકરાએ માથું 'ના'નું ધુણાવ્યું, અને કહ્યું, 'મારે તો એના સામું પણ જોવું નથી.'

પછી, ભગવાને દૂરથી ભૂરા પહાડો બતાવ્યા, અને કહ્યું, 'જો પેલી પહાડોની રેખાઓ કેવી સુંદર છે?'

છોકરાએ કહ્યું, 'એ તો સાધારણ છે. એને તો અમે રોજ જોઈએ છીએ.'

પછી, ભગવાને એને કમળ અને ગુલાબનાં ફૂલની પાંખડીઓ બતાવી, અને કહ્યું, 'તું ધીમેથી આ પાંખડીઓ પર આંગળી ફેરવ. એના રંગોની રચના તને સંપૂર્ણ નથી લાગતી?'

છોકરાએ કહ્યું, 'નથી લાગતી.'

પણ, ભગવાન તો અનહદ ધીરજવાળા છે. એ અકળાયા નહિ. એ એને જળચરસંગ્રહ પાસે લઈ ગયા. ત્યાં જઈને એમણે રંગરંગીન માછલીઓના ભાવ અને રંગો બતાવ્યા. સુંદર આકારો જોવા કહ્યું. છતાં, છોકરો ન માન્યો, અને એણે કહ્યા જ કર્યું, 'મને આમાં કંઈ રસ પડતો નથી.'

પછી, ભગવાન એને શીતળ છાયા હતી એવા એક વૃક્ષ નીચે લઈ ગયા, અને પવનને મંદમંદ વહેવા આજ્ઞા કરી. મધુર પવન વહેવા લાગ્યો. એટલે, ભગવાને પૂછ્યું, ' કેમ ભાઈ, હવે મઝા આવે છે ને ? '

'છોકરો કહે છે, 'મને આની કાંઈ અસર થતી નથી.'

પછી, ભગવાન એને માનસરોવર જેવા એક ગિરિસરોવરને કિનારે લઈ ગયા. ત્યાં સ્ફટિક જેવા નિર્મળ જળનો રંગ એને બતાવ્યો. દેવદાર વૃક્ષોમાંથી નાદ કરતો પવન સંભળાતો હતો. ભગવાને એને પહાડોની શાંતિ અનુભવવા કહ્યું, અને સરોવરમાંનાં પ્રતિબિંબો દેખાડયાં.

છોકરાએ કહ્યું, 'ખરું, પણ આ બધાથી મને કંઈ ઉત્તેજના મળતી નથી.'

ભગવાને વિચાર કર્યો, 'મારો આ માનવબાળ જરા જડ લાગે છે. અને, તેથી એને કંઈ વધારે ઉત્તેજના મળે એવાં દશ્યો બતાવું.'

પછી, ભગવાન એને પર્વતોનાં શિખરોની ટોચે લઈ જાય છે. રસ્તામાં ખાણો, ઝરણાં, જળધોધ અને નાના પ્રકારનાં ગિરિપ્રદેશનાં સૌંદર્ય એને પોતે બતાવતા ગયા, અને પછી હિમાલયના ચકચકિત બરફનાં શિખરોનાં એને દર્શન કરાવ્યાં ! ગંગા, જમના અને બ્રહ્મપુત્રાનાં વહેણો બતાવ્યાં ! ત્યાંથી ઊપડયા તે ગેરસપ્પાના ધોધ ને નીલગિરિની શોભા બતાવી અને ત્યાંથી આફ્રિકા લઈ જઈને નાયગ્રાનો ભવ્ય જળધોધ બતાવ્યો !

અને, પછી પૂછ્યું, 'કહે ભાઈ! મેં આ પૃથ્વી સુંદર નથી બનાવી? આ બધું જોઈ તારાં નયનો સફળ થયાં હોય એમ તને નથી લાગતું? પક્ષીઓનાં ગાન, જળના નાદ અને મધુર સંગીત સાંભળવા લાયક છે કે નહિ? અને, આ બધાં ફળો–કેરી, દ્રાક્ષ, દાડમ, કેળાં વગેરેનો સ્વાદ કેવો છે?'

છોકરો તો માન્યો જ નહિ. એણે કહ્યું, 'મને મોતીનાં તોરણવાળા સ્વર્ગમાં મોકલો, અહીં તો ગમતું નથી. આ પૃથ્વીરૂપી ગ્રહ મને કંટાળાભરેલો લાગે છે.'

પછી, ભગવાન ગુસ્સે થયા, અને કહ્યું, 'મિથ્યાભિમાની, કૃતઘ્ની ઉંદર! આવી સુંદર અને ભવ્ય પૃથ્વી તને ગમતી નથી?

'ત્યારે હવે તો હું તને નરકમાં જ મોકલું છું. ઊભો રહે! ત્યાંના આકાશમાં તું સઢો ચઢાવીને જતી વાદળીરૂપી નૌકાઓ જોઈ નહિ શકે, રંગરંગીન ફૂલો પણ નહિ જોઈ શકે કે નહિ જોઈ શકે વૃક્ષો–કલકલનિનાદ કરતાં ઝરણાનાં મીઠા અવાજ તું નહિ સાંભળે. જા, જીવતાં સુધી ત્યાં જ રહેજે!'

પછી, ભગવાન અદ્રશ્ય થાય છે, અને પેલો ફાટેલો માનવ છોકરો કોઈ એક શહેરની ચાલીની મેડીએ રહેવા લાગે છે. આ છોકરાનું નામ ખ્રિસ્તી પ્રજાજન, જેને આ પૃથ્વીના સૌંદર્યથી સંતોષ નથી. એ ભયંકર યુદ્ધો કરતો ફરે છે. અંતઃકરણથી નાસ્તિક છે, અને એના દિલમાં અતિશય અસંતોષ અને લોભ ભર્યો છે. આખા જીવનમાં એ કદાપિ સુખી થવાનો નથી. વખતે ભગવાન એને મોતીનાં તોરણોવાળા સ્વર્ગમાં મોકલે તો ત્યાં પણ એ આઠ જ દિવસમાં કંટાળશે. એને તો લખેશરી અને કરોડાધિપતિ થવું છે. એની વાસનાઓ કદી તૃપ્ત થવાની નથી.

ભૂસ્તરશાસ્ત્રીઓ પણ હવે તો કહે છે કે, સાગરોથી વીંટા-

વળી આ પૃથ્વી કંઈ જેવીતેવી નથી. એના ચંદ્ર જેવો કોઈ ગ્રહમાં ચંદ્ર નથી. એનાં હવાપાણી અને ટાઢતડકા જેવાં અનુકૂળ હવામાન બીજે ક્યાં ય નથી.

અને, માનો કે બીજા કોઈ ગ્રહમાં આપણા કરતાં કંઈ વિશેષ વૈભવ છે. ધારો કે, એને બાર ચંદ્ર છે. અને, રૂપેરી રંગનો એક જ નહિ, પણ ગુલાબી, જાંબૂડિયા, ભૂરા, લીલા, નારંગી, પીળચટ્ટા અને આસમાની એવા રંગોના જો ચંદ્રો હોય અને એક નહિ, પણ અનેક મેઘધનુષ્યો વારંવાર રચાતાં હોય; તો પણ જે માણસ એક ચંદ્રથી અને એક મેઘધનુષથી સુખી થતો નથી તે રંગરંગીન ચંદ્રોથી કે અનેક મેઘધનુષ્યોથી પણ કંટાળશે.

ચારને બદલે એને છ ઋતુઓ કરી આપો તો ય એ બબડતો રહેશે. જેને અહીં વસંત ઋતુ અને ગ્રીષ્મ ઋતુ ભોગવતાં નહિ આવડતી હોય તે સ્વર્ગમાં પણ શું ભોગવવાનો છે?*

---

* લિન યુ ટાંગ.

## જાપાનની કલા

અત્યારે અતિ લોભથી જાપાન પડ્યું છે; પરંતુ, આ લેખમાં તો આપણે જાપાનની કલાસૃષ્ટિ જોવી છે, અને એમાંથી આપણને કંઈ મળે તો લઈ લેવું છે.

બુદ્ધધર્મના જ્ઞાનમાર્ગની જાપાનમાં ઘણી અસર હતી, અને ચીનમાં જામેલા હિંદના ધર્મ, તત્ત્વજ્ઞાન અને કલાના વિચારો કોરિયામાં ગયા હતા. એ વિચારો જાપાને કોરિયા પાસેથી લીધા ત્યારથી એના કલાજીવનની શરૂઆત થઈ એમ ગણાય છે.

ઈ. સ. ૬૨૨માં બાળરાજા સોટોકુ ગુજરી ગયો. એણે બુદ્ધ ધર્મ, કોન્ફ્યુશિયસ ધર્મ અને વિદ્યાકલા વગેરેને ઉત્તેજન આપ્યું, અને જાપાનના સંસ્કારી જીવનનો ઇતિહાસ રચ્યો.

આ પ્રસંગના કલાઅવશેષોમાં થોડા શિલ્પના નમૂના રહ્યા છે. એ મૂર્તિઓમાં આધ્યાત્મિક સુખનું જે દર્શન છે તેનાથી ચઢિયાતું એવું દર્શન બીજે ભાગ્યે જ હશે.

બુદ્ધધર્મ ચીનથી કોરિયા થઈને જાપાનમાં આવેલો. એટલે, કોરિયા અને જાપાન બંને દેશોની શિલ્પકલા પર ચીનની અસર ખૂબ છે. એ સમયના કવાનોન એટલે અવલોકિતેશ્વરની લાકડાની એક મૂર્તિ જાપાનમાં છે. એ સેટોકુના સમયની છે. આત્મબળની મહત્તા દર્શાવવા માટે એ મૂર્તિ લાંબી અને ઊંચી બનાવવામાં આવી

છે. અને, એને જે મોટા લંબાવેલા હાથ કર્યા છે તે ભગવાનના દયાસાગરના ગુણ સૂચવવા માટે કર્યા છે.

મિ. લોરેન્સ બિનયન લખે છે, 'હું પહેલી વાર જાપાન ગયો ત્યારે એ મૂર્તિ મને એટલી બધી ગમી ગઈ કે, મેં આ મૂર્તિના નમૂના પરથી બીજી એવી જ એક મૂર્તિ બ્રિટિશ મ્યુઝિયમ માટે બનાવરાવવા ત્યાંના એક શિલ્પી મિ. નેઈરોને કહ્યું. પણ, લાંબા વખત સુધી એ મને મળી નહિ. તપાસ કરતાં માલમ પડયું કે, એને માટે ખાસ કપુરના ઝાડનું લાકડું જોઈએ, અને એ હાથ લાગતું નહોતું. આખરે, એક ઠાકોરે પોતાની માલિકીનું એક ભવ્ય કપુરનું ઝાડ કાપવા રજા આપી. એ ઝાડ પાસે ખાસ પ્રાર્થનાનો પ્રસંગ યોજાયો. ઝાડની ક્ષમા માગવામાં આવી, અને કહેવામાં આવ્યું કે, 'ભગવાનની મૂર્તિ માટે તને કાપીએ છીએ.'

આના કરતાં યે વધારે સારી એક બીજી મૂર્તિ બેઠેલા અવલોકિતેશ્વરની છે.

આ સમયનું રાજ્યધાનીનું શહેર 'નારા' હતું, અને રાજધાની થયાં પહેલાં એ માત્ર એક નાનું સરખું ગામ હતું, તે વધીને સુંદર શહેર બન્યું હતું. અત્યારે એનું મહત્ત્વ જતું રહ્યું છે, પરંતુ ત્યાં જૂના કાળનાં મંદિરો અને ઉદ્યાનોમાં ફરતાં હરણોને લઈને હજી જાપાનના મુસાફરોને એ શહેર મોહક લાગે છે.

આઠમી સદીમાં બુદ્ધને અર્પણ કરેલી કેટલીક અમૂલ્ય ભેટોનો નારામાં જે સંગ્રહ છે. તે વર્ષમાં એક વખત ઉઘાડવામાં આવે છે ત્યારે વાજિંત્રો, પડદા, તલવારો, લેખનનું સાહિત્ય, શેતરંજીઓ, ધૂપિયાં ઇત્યાદિ અગિયારસો વર્ષ ઉપર જાપાનમાં કેવાં થતાં એ જોવામાં આવે છે. દરેકે દરેક ચીજ ઉત્તમ કારીગીરીથી અંકિત થયેલી છે. ચીનની કલા એમાં મુખ્યત્વે દ્રષ્ટિગોચર થાય છે. થોડી ઈરાનની કલા પણ એમાં છે. પરંતુ, એ પ્રજાએ ગ્રીસ, હિંદુસ્તાન,

ઈરાન અને ચીન પાસે આટલું બધું લીધા છતાં એનું વ્યક્તિત્વ કેટલું બધું પ્રબળ હશે કે એ બધું પોતાના કોઠામાં એણે ઊતાર્યું, અને પોતાની ભાવના અને બુદ્ધિબળથી નવાં જ સર્જન કરવાં માંડયાં. એની ધીરજ, એની વસ્તુમાત્રના મૂળમાં આરપાર જવાની શક્તિ અને જ્ઞાનગ્રહણની એની પાત્રતા માટે આપણને માન ઊપજે છે.

હોર્યુજીમાં એક બ્રોન્ઝની મૂર્તિઓની ત્રિપુટી ઐતિહાસિક ક્રમે જોતાં ત્યાર પછીની છે. એ 'અમીદા બુદ્ધ' એટલે કે પ્રકાશના દેવ કહેવાય છે. એની બંને બાજુએ એક એક બોધિસત્વ ઊભેલા છે. દરેક કમળમાં છે. કમળનો મહિમા જાપાનમાં પણ આપણા દેશ જેટલો જ છે. કમળ કાદવમાંથી ઉત્પન્ન થાય છે, પણ પોતે જળની ઉપર આવી શુદ્ધ, સુગંધીવાળું અને કાદવ કે પાણીથી નિર્લેપ બને છે. એમ જ આત્મા દેહની વાસનાઓ છોડતો છોડતો ઊંચે આવે છે. પોતાની સ્વયંપ્રેરણાથી એ પુરુષપ્રયત્ને વાસનારહિત બની પવિત્ર થાય છે.

આ ત્રિપુટી શિલ્પકલાનો ઉત્તમ નમૂનો છે. ચીનમાં પણ બુદ્ધકલાની આવી કોઈ ચીજ મોજૂદ નથી. મૂર્તિઓની પાછળનો પડદો પણ અતિ સુંદર છે. ઉપર જતાં વળાંકો ધૂપની ધૂણીની માફક ઊંચે ચડે છે તે જાણે આત્મિક જીવનની ઉચ્ચ માર્ગે થતી ગતિને સૂચવતાં ના હોય એમ લાગે છે!

જાપાનનાં ચિત્રો દશમી સદી પછીથી બરાબર ક્રમવાર ગોઠવી શકાય છે. એ-શિન નામના ચિત્રકારે દોરેલાં ધાર્મિક ચિત્રોથી એમનાં ચિત્રો શરૂ થાય છે. એ-શિનને એક સ્વપ્નું આવ્યું હતું. એણે સ્વપ્નમાં પર્વતમાળાની પાછળ ચંદ્રોદય જોયો. અને, એ જ સ્વપ્નસૌંદર્યમાં એને ભગવાન બુદ્ધના મહિમાનાં દર્શન થયાં. તે દિવસથી એને પોતાની કલાને માટે પ્રેરણા મળી ગઈ. એ પ્રેરણાને પ્રતાપે

એ-શિનની કલાયોજના અને બુદ્ધિબળ દિવ્ય આનંદ દર્શાવી શકે છે. એનાં ચિત્રોમાં પાર્થિવપણું નથી, પણ જીવંત શાંતિનું દર્શન છે. એ-શીન ગુરુના કુળમાં ઘણા ચિત્રકારો થયા છે. એમાંના એક ચિત્રકારના એક ચિત્રમાં અમીદા બુદ્ધ બે દેવો સાથે નિર્વાણ પામેલા જીવોને લેવા નીચે આવે છે.

આછાભૂરા રંગ પર સફેદ અને સોનેરી સ્વરૂપો તરી રહ્યાં છે. દિવ્ય સંગીત ચાલી રહ્યું છે!

દશમી સદીની આખરમાં એક જાપાની સ્ત્રી ગ્રંથકાર લેડી મુરા સાકીએ 'ભૂતોની વાર્તાઓ' નામની એક મહાન નવલકથા લખી હતી. એનું અંગ્રેજીમાં મિ. વેલીએ સુંદર ભાષાંતર કર્યું છે.

બારમી સદીમાં એ નવલકથા માટે ચિત્રો દોરાયાં છે. એ ઊભા નહિ પણ ગોળ વાળી શકાય એવી રીતે દોરાયાં છે. એમાં બાદશાહી ઠાઠ અને વસ્ત્રોનો ઠઠારો અતિશય છે.

એ જૂના વખતથી જ, સૌંદર્ય જાણે જાપાની પ્રજાનું આદર્શ બન્યું છે. જાપાની પ્રજાનો આદર્શ છે કે, સૌંદર્ય જો અમૂલ્ય વસ્તુ હોય તો આપણે એના ઉપરની શ્રદ્ધાભક્તિ વધારો, એને પ્રાપ્ત કરવા આપણે ભગીરથ પ્રયત્ન કરો. ત્યારથી જ જાપાનના કલાભક્તોએ સૌંદર્ય પાછળ અને નીતિના પ્રેમીઓએ સત્ય અને ન્યાય પાછળ અતિશય તપશ્ચર્યા શરૂ કરી છે. સુરુચિ ઉપર ત્યાં ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે, અને કલાની અસર આખા પ્રજાજીવન પર જમાવવા પદ્ધતિસર પ્રયત્નો કરવામાં આવ્યા છે.

તે સમયમાં કોઈ એક કુલીન નાયક નાયિકાને કવિતા લખે છે. એ કવિતા કાગળ પર નહિ, પણ પંખા ઉપર લખીને એને પહોંચાડે છે. નાયિકા જવાબમાં એ જ પ્રમાણે બીજી કવિતા બીજા પંખા પર લખીને નાયકને આપે છે. જાપાની કવિતા ટૂંકી અને મર્મવાળી હોય છે. જે એને નથી લખ્યું તે શું હશે એનો ભેદ

અરસપરસ ઉકેલવાનો હોય છે. આપણાં શામળ ભટનાં સમસ્યા-કાવ્યો જેવી જ આ કવિતાઓ લાગે છે.

આ પ્રેમાલાપોમાં કાગળો સારા ન હોય કે દસ્કત સારા ન હોય તે મોટી ખામી ગણાતી.

એક વખતે એક સન્નારી સુવસ્ત્ર ધારણ કરીને રાજદરબારમાં આવી. હાથ પાસેના ઝભ્ભાની કોરનો રંગ કરવામાં એણે જરા ભૂલ કરી હતી. એથી તો આખા દરબારમાં એ ફટખાસડું થઈ ગઈ, ને ત્યાં ને ત્યાં રોઈ પડી. 'ભૂતોની વાર્તાઓનાં લેખિકા એ પ્રસંગને સંબંધે લખે છે, 'એ રંગમાં બહુ ભૂલ તો હતી નહિ; જરા ઊંડો રંગ થવો જોઈ તો હતો તે સહેજ ઝાંખો થયેલો હતો, એટલું જ.' આ ઉપરથી સમજાશે કે, એ સમાજ આડંબરી અને બહુ ચાંપલો થઈ ગયો હતો. જરાજરામાં હૃદય ધ્રૂજી ઊઠતાં, અને ખાલી નિસાસા અને નજીવાં દુઃખોનો પાર નહોતો.

પછી, એ ચિત્રવિદ્યા પણ જડ થઈ ગઈ, પ્રેરણા ભુલાઈ ગઈ, અને શાસ્ત્રોની ઝીણવટમાં એ પડી.

આવું ક્યાં સુધી ચાલે? એક મોટી રાજ્યક્રાંતિ થઈ. રાજ્ય-વહીવટ માટે બે પક્ષો લડયા. રાજાની સત્તા મર્યાદિત થઈ, અને 'સોગન્સ' એટલે સુધારક પક્ષના હાથમાં રાજકારભાર આવ્યો.

તેમ છતાં આ સમયમાં એક બુદ્ધ સાધુએ એ સમય પર ટીકા કરતાં ઘણાં કટાક્ષચિત્રો દોર્યાં હતાં. કૂકડાની લડાઈ, રમતો, મલ્લ-કુસ્તી, શેરીઓની ધમાચકડી. ઇત્યાદિ દોરીને છેવટે 'તેરા' અને 'મીનામોટો' પક્ષો વચ્ચે જે આંતરિક ક્રાંતિ થઈ તેને બે ગોધાની સાઠમારીના ચિત્રથી તે વ્યક્ત કરે છે. હવે રાજ્યધાની કામાકુરામાં લઈ જવામાં આવી. આ સમયે કમાગાયા નામનો એક આધેડ વયનો યોદ્ધો એક નાના સોળ વર્ષના વીરને દરિયામાં ધકેલી દે છે. પછી પશ્ચાત્તાપ થવાથી પોતે સાધુ થઈ જાય છે.

આવા સમયે પણ મઠોમાં વિદ્યા અને કલા જીવતાં રહ્યાં હતાં. બુદ્ધની મૂર્તિઓ પણ વીરરસનું જોર થવાથી પાતળી ને કોમળ થતી તે બદલાઈ ને મોટી અને બળવાન થવા લાગી.

હવે જાપાનનો પેલો મોટાઈના ખોટા ખ્યાલવાળો મિથ્યાભિમાની યુગ પૂરો થઈને સાચો શૌર્યનો યુગ શરૂ થાય છે. ચીનમાં હમેશાં વિદ્વાનને યોદ્ધા કરતાં આગળનું સ્થાન મળે છે તેને મુકાબલે જાપાનમાં ક્ષત્રિયોને પહેલું સ્થાન અપાવવા માંડયું છે, અને આ કામાકુરા યુગથી કલા બળવાન સ્વરૂપ ધારણ કરે છે એમાં શક નથી.

લડાઈના દેખાવો, સાહસકર્મોનાં વર્ણનો, મુસાફરીઓ અને સંતોનાં જીવનચરિત્રોનાં ચિત્રો દોરાય છે.

આ વીર રસનાં ઘણાં ચિત્રો જાપાને ગોળ નકશાઓમાં ચિતરી જગતને પોતાની ચિત્રકલા વાર્તારૂપે પહેલી જ વાર આપી.

આપણે ત્યાં પણ ‘ઉત્તરરામચરિત્ર’માં ચિત્રપટનું વર્ણન છે. લક્ષ્મણે વનવાસનાં ચિત્રો તૈયાર કરાવ્યાં હતાં તે રામ અને સીતાને જોવા માટે એ મંગાવે છે. સીતાથી એ દેખાવ સહન થતો નથી તેથી તે સમયે ચિત્રો જોવાં રહેવા દેવામાં આવે છે. વળી, જૈન ગ્રંથભંડારોમાં પણ આવા ઘણા ચિત્રપટો હજી મોજૂદ છે. પરંતુ, ગુજરાતની ચિત્રવિદ્યાનો ઐતિહાસિક ક્રમ હજી તૈયાર થયો નથી. તે થશે ત્યારે માલૂમ પડશે કે, જાપાન કે ચીનની માફક આપણે ત્યાં પણ લાંબા વર્ણનોના ચિત્રપટ થતા હતા.

ચૌદથી સોળમી સદી સુધી આ ક્ષાત્રયુગ (‘શોગન્સનો’) યુગ ચાલે છે. યુદ્ધો અને લડાઈઓથી પાછા લોક થાકે છે. બુદ્ધના જ્ઞાનમાર્ગનું જોર વધે છે. દેહનાં બંધન તોડી, આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો મહિમા બધે પ્રસરી રહ્યો છે. ‘ઝેન’ એટલે જ્ઞાનમાર્ગમાં ક્રિયાકાંડ કે જપમંત્ર નકામાં ગણાયાં છે. શાસ્ત્ર પણ એમને બહુ મદદ કરે એમ મનાતું નથી. ખરો ધર્મ ચારિત્ર્યમાં છે એમ તે

સમયે માન્યતા પ્રસરે છે. આત્માને સંસારના મળથી જળકમળવત્ રાખવાનો એમાં બોધ અપાય છે. એવે વખતે કલા પણ માત્ર સૂચનો માટે અને ધાર્મિક વિચારોને પોષવા માટે રચાય છે.

સોઆમી નામના ચિત્રકાર ચાપાણીના સમારંભ રચે છે, જે આજ દિન સુધી ચાલુ છે. જાપાનની આ સમારંભની ક્રિયાઓ તો બહુ શિષ્ટ ભાવવાળી અને સુંદર થઈ ચૂકી છે. એમાં સુરુચિ, કલામયતા અને તત્ત્વજ્ઞાન ભર્યાં છે. ચા પાવાનું ઈજન બાગમાં કે ઘરના કોઈ ઉત્તમ રીતે શણગારેલા ખંડમાં આપવામાં આવે છે. ફૂલો અને સારામાં સારા ખાલારકાબી એ પ્રસંગે ગોઠવવામાં આવે છે. અને પ્રજાના કલાસંસ્કાર એ પ્રસંગોથી બહુ વધે છે. એક જ ચિત્ર પર મહેમાનોનું ધ્યાન કેંદ્રિત કરાવી શકાય માટે પ્રસંગને અનુકૂળ કોઈ મૂળ દોરાવેલું ખાસ ચિત્ર ખંડમાં ચાપાણી વખતે મૂકવામાં આવે છે.

ચાસમારંભનાં ઘણાં ચિત્રો આ યુગમાં દોરાયાં છે.

એવું એક ચિત્ર પહાડ, ખીણ, વૃક્ષો અને ખાલી જગાનું, કાળી શાહીથી બનાવેલું 'આશીકાગા' સમયનું છે. એમાં સાદાઈ અતિશય છે. સૂચનોનો પાર નથી. ચિત્રકાર જાણે આપણા કાનમાં એકાદ વાત કરી જાય છે.

જોનાર અને ચીતરનારનાં મન મળે છે, અને પછી જોનાર વિશ્વચૈતન્યમાં ભળવા, એ ચિત્રદ્વારા માનસિક યાત્રાએ નીકળી પડે છે.

આ યુગ અનુભવી વૃદ્ધોની અદ્‌ભુત દ્રષ્ટિનો છે. એમની ઉમ્મર વધે છે તેમ જગતના ભેદો પણ જાણે વધતા જાય છે. આમાં જુવાનીનો ઉન્માદ નથી.

પરંતુ, ત્યારથી આજ સુધી જાપાને ચિત્રવિદ્યામાં પોતાનું વ્યકિતત્વ અતિશય ખીલાવી મૂક્યું છે. એના સોનેરીરૂપેરી પડદામાં અને ચિત્રોમાં પોતે અતિશય સુંદર અને ભાવવાહી ચિત્રો દોરે છે.

રંગો પણ જાતજાતના વાપરે છે, અને એમના પવિત્ર ફુજી પર્વતનાં, વૃક્ષો અને ફૂલોનાં, પક્ષીઓ અને જળચરોનાં અને ધાર્મિક કથાવાર્તા તથા સાહિત્યનાં એણે જાતજાતનાં ચિત્રો દોર્યાં છે. એના રંગો ખાસ, પીંછીઓ ખાસ અને એનું શાસ્ત્ર પણ ખાસ જ છે.

ઠાકોરોના આંતરિક ઝગડા પછી એક હિડિયો–શી નામનો ક્ષુદ્ર જાતિનો વીર ઉત્પન્ન થાય છે. એ ક્યોરિયા જીતી નગરમાં પ્રવેશ કરે છે ત્યારે એના માનમાં જે પડદા ચિતર્યા છે તે એક એક માઈલ સુધી રસ્તાની બંને બાજૂએ ગોઠવાઈ જાય છે!

આ પદ્ધતિનો પ્રવર્તક ક્રોયેટસુ બહુ જાણવાલાયક માણસ છે. એ લાખકામ અને માટીકામમાં પણ પ્રવીણ છે. લાકડાની કોતરણીને પણ એ ઉત્તેજન આપે છે. પોતે દરેક દરેક હુન્નરકારી-ગીરીને કલાતત્ત્વથી વિભૂષિત કરે છે. એ તલવારોનું સંગ્રહસ્થાન સ્થાપે છે, અને નવી નવી જાતની કલામય તલવારો પણ એના વખતમાં થાય છે.

એ કોયેટસુ સોળથી સત્તરમી સદીમાં થઈ ગયો. એક પડદામાં એણે એક ઝરણ ચીતર્યું છે. એમાં ઝરણ ઉપરાંત વૃક્ષો, ફૂલો અને આકાશ છે.

પછી, ટોકુગાવા સમયની માતાબી ચિત્રકારની કુળપરંપરામાં ગર્વ લેવા જેવું એક ચિત્ર મળ્યું છે. એની શિષ્ટતા અને તાલ-મયતા જાપાનના સામાજિક ચિત્રોનો ઉત્તમ ખ્યાલ આપે છે.

અને, પછી તો કુદરતી ચિત્રો ચીતરવાનો અઢારમી અને ઓગણીસમી સદીમાં વા વાય છે, અને હોલેંડના ચિત્રકારોની અસર જાપાની ચિત્રોમાં દ્રષ્ટિગોચર થાય છે. છતાં, આજ દિન સુધી, જો કે હવે ઘણી વર્ણસંકરતા એનાં ચિત્રોમાં યુરોપિયન સંસર્ગથી આવી છે છતાં, જાપાને પોતાના ચિત્રશાસ્ત્રના ધર્મોને છેક વિસાર્યાં નથી.

નવમી કે દશમી સદીનું એનું જળધોધનું એક જૂનું ચિત્ર છે. તેના જેવી સાચી જાપાની સહૃદયતા તો હવેનાં ચિત્રોમાં ભાગ્યે જ જોવા મળે છે. એ ચિત્રમાં ઝાઝી લપછપ નથી. માત્ર એક જળધોધ પડે છે. પાછળ પહાડ છે. એકબે ઝાડ છે. પણ, કુદરતનો જે ભાગ એમને દેખાડયો છે તેમાં આથી બીજાની શી જરૂર છે?

જાપાની મંદિરોમાં ઘંટ બહુ મોટા હોય છે. કપડાં ધોવાનાં ધોકયણાં કરતાંયે જાડા લાકડાથી એમને વગાડવાના હોય છે. એ વાગતાં જ દેવદારોનાં વનોમાં થઈને એના રણકા હવામાં અને આકાશમાં સંભળાયા કરે છે. બહુ વાર સુધી પડઘા અને પ્રતિપડઘા પડયા જ કરે છે.

આ ઘંટનાદની અસર યાત્રાળુઓનાં હૃદય પર બહુ ઊંડી થાય છે. પેલા જળધોધના ચિત્રની અસર પણ ઘંટનાદ જેવી જ છે, અને જાપાની ચિત્રકાર સિવાય એથી ઊંડી અસર બીજે ક્યાંયથી આપણને જોવા મળે એમ નથી.

સંધ્યાના સમયમાં ઝાંખો થતો એ જળધોધ પછી એક તત્ત્વ જેવો—ખુદ એ જળધોધના આત્મા જેવો—માત્ર એની મનોમય મૂર્તિ જેવો, સ્મૃતિપટમાં અંકાઈ જાય છે.

જાપાન કોઈ પણ વસ્તુનું ચિત્ર એના બાહ્ય સ્વરૂપથી કરતું નથી. એ તો એ વસ્તુના આત્માને પણ ચીતરે છે. જાપાન અને પૂર્વની હિંદ સુદ્ધાંની કલામાં તમે એટલું જોશો કે, એ કોઈ પણ વસ્તુની માત્ર રજૂઆત કરવામાંથી એ વસ્તુનું રહસ્ય અને મહત્ત્વ તારવશે—Express નહિ કરે, Interpret કરશે; અર્ક કે સારતત્ત્વ કાઢશે. કોઈ જંગલી ફૂલ તમે ચીતરો. એનું રૂપ અને એનાં રંગ તમે આબેહૂબ ખડાં કરો, પણ એ તો માત્ર ફોટોગ્રાફર પણ કરી શકે. પરંતુ, કલાકારે તો એ ફૂલની અંદર રહેલી પવિત્રતા; સુવાસ

અને એના જીવનની ધન્યતા ચિત્રમાં બતાવવાં જોઈએ. નહિ તો એણે કલમ પકડી નકામી છે.

કુદરતનું કોઈ પણ દ્રશ્ય પૂરેપૂરું તો એની આબેહૂબ નકલમાં પણ લાવવું અશક્ય છે, એમ સમજી જાપાને એ દ્રશ્ય જોઈને એના કવિહૃદય પર જે છાપ પડી તે છાપ ને વધારે મહત્વની ગણી છે, અને મૂળ દ્રશ્ય કરતાં એ દ્રષ્ટિની છાપ પોતે ચિત્રમાં દોરવી એ જ પોતાનો ધર્મ માન્યો છે.

સાચા ચિત્રકાર કે કવિની દશા એવા કોઈ અલૌકિક દેખાવ જોયા પછી પોતાને ભૂલી જવાની અને એ દેખાવના જ સૌંદર્યમાં તલ્લીન થઈ જવાની હોય છે. પછી, એ સૌંદર્યના ભેદને અને એ સૌંદર્યે એના જીવનને જે જે અસરો કરી હોય એ બધું એણે પોતાના ચિત્રમાં આલેખવું જોઈએ.

એવું ચિત્ર એક મંદિર જેવું છે, જ્યાં ચિત્રકાર અને ચિત્ર જોનારના આત્માઓ મળે છે. જે આનંદ ચિત્રકારે ભોગવ્યો હતો તે આનંદ જોનાર પણ ભોગવે છે.

એક કવિતા તમે સાંભળો. એ કેટલું થોડું બોલે છે, પણ કેટલી રહસ્યપૂર્ણ હોય છે:

'ચાંદની આજે પૂર બહારમાં ખીલી છે.

પૂર્ણિમા છે.

આવી વખતે પેલો યોગી શું

એની મઢૂલીમાં ભરાઈ રહ્યો છે?'

બસ કવિતા પૂરી થઈ.

આવાં જ સાદાં પણ આવાં જ મર્મવાળાં એમનાં ચિત્રો હોય છે.

જાપાનના રસિક ચિત્રકારો પ્રથમ આંતરિક સૌંદર્યને અથવા

સૌંદર્યના આત્માને વ્યકત કરે છે. વ્યંગથી કે ધ્વનિથી એને જે કાંઈ કહેવું છે તે જ માટે એ ચિત્ર દોરવામાં આવે છે.

કોઈ ઊંચું વૃક્ષ, જેમાંથી એના જીવનનો આનંદ વહી રહ્યો છે તે વૃક્ષને, એના આનંદ સાથે જાપાની ચિત્રકારો ચીતરશે.

એમનો ફુજી પર્વત પવિત્ર છે. એ ફુજીનાં હજારો ચિત્રો દોરાયાં છે. દરેકમાં એના ઓછાવત્તા પ્રમાણમાં તમે પવિત્રતા પણ ચીતરાયેલી જોશો.

જાપાની ચિત્રકાર કોઈ સૂકી ડાળીને એના વળાંકના સૌંદર્ય માટે ચીતરશે. ઘાસનાં ફૂલ કોઈ ગુપ્ત સ્થળે ધૂળમાં ઊગ્યાં હશે તો પણ, એની મહત્તા દર્શાવવા માટે એ ફૂલોને ય ચીતરશે—એના જીવનની પરિપૂર્ણતા અને શોભા એના એ નજીવા જણાતા ચિત્રમાં તમે જોશો.

પક્ષીઓ ઊડતાં હશે! એની પાંખોની ગતિ, ભૂરા આકાશમાં દેખાતું એ ક્ષણભંગુર સૌંદર્ય, જાપાની ચિત્રકાર પકડી લેશે. જળમાં ચંદ્ર-પ્રકાશની જે લહેરો ચાલતી હશે તેનાથી તરત એનાથી એના હૃદયને ક્ષોભ થશે. એટલું દ્રષ્ય એના ચિત્રનો પ્રિય વિષય થઈ જશે.

'મદ્રાસ કલામંદિર'ના આપણા બંગાળી ચિત્રકાર રાય ચૌધરીએ એ તુર્કી કૂકડાકૂકડીની એક પ્રેમી જોડી ચીતરી છે. એ જાપાની ભાવથી ચીતરી છે. એમાં કૂકડાકૂકડીના રંગ, બેસવાની છટા, આસપાસની લીલી ઠંડી જમીન, બધું આબેહૂબ ચીતર્યું છે. પરંતુ, કોઈ પણ પ્રાણી કે વનસ્પતી જ્યારે પોતાના જીવનનો પૂર્ણ વિકાસ અનુભવે છે ત્યારે એને પોતાના જીવનની ધન્યતા લાગતી હશે, એમ માની રાય ચૌધરીએ કૂકડાકૂકડીનાં ધન્ય જીવનનાં આપણને ભાગી બનાવવા એ ચિત્ર દોર્યું લાગે છે.

આવી તો અનેક ધન્ય ક્ષણો તમે જાપાની ચિત્રો જોઈને અનુભવશો!

હવે માત્ર એમનાં આધુનિક ચિત્રકારના એક જ ચિત્રનું હું વર્ણન કરીને જાપાનની કલાનું આ પ્રકરણ સમાપ્ત કરીશ.

નદીઓના સંગમસ્થાને એક આશ્રમ છે. વૃક્ષો, લતામંડપો. ફૂલો અને એકાંત સ્થાનોનો ત્યાં પાર નથી. બુદ્ધ સાધુ ત્યાં રહે છે, પરંતુ એમણે આશ્રમસંન્યાસ લીધેલો હોઈ એ આશ્રમ છોડી બહાર જઈ શકતા નથી. એ મહાજ્ઞાની અને સ્થિતપ્રજ્ઞ છે. એમને મળવા એક કોન્ફ્યુશિયસ સાધુ અને બીજો એક ખ્રિસ્તી સાધુ આવે છે.

'જ્ઞાની કો જ્ઞાની મિલે
રસકી લૂંટા લૂંટ'

એવી રસની લૂંટ બહુ વાર ચાલે છે. આખરે છૂટા પડવાનો વખત થતાં ખ્રિસ્તી અને કોન્ફ્યુશિયસ સાધુ પોતપોતાને સ્થાને જવા નીકળી પડે છે. બુદ્ધ સાધુ એમને વિદાય દેવા ઝાંપા સુધી જવા નીકળે છે, પરંતુ જુદા જુદા ધર્મો પાળતા છતાં, ત્રણે સાધુ સમાન અધિકારી હતા, અને ત્રણેએ સત્ય અને સૌંદર્યનું સરખું દર્શન કર્યું હતું તેથી વાતોમાંનો રસ ખૂટતો નથી. બુદ્ધ સાધુ આશ્રમસંન્યાસની વાત ત્યાં ભૂલી જાય છે, અને મંદિરની હદ છોડીને દૂર સુધી એમની સાથે સાથે ચાલ્યા કરે છે!

આટલું દર્શાવવા ચિત્રકારે જે પીંછી પકડી છે તે અજબ છે!

આશ્રમનું સૌંદર્ય, એકાંત, જીવંત નિર્વાણની શાંતિ એ તો બધું બહુ સુંદર રીતે ચીતર્યું છે. પરંતુ, સાધુઓનાં ગંભીર અને આનંદપૂર્ણ સ્વરૂપો અને સંતજીવનનાં ઉચ્ચ સુખની મઝા પણ ચીતરી છે. જુદા જુદા ધર્મોના બાહ્ય ભેદની અંદરની એકતા એકસરખી જ છે એનો અનુભવ ત્રણે સંતોને થાય છે. તે ચીતરવા ચિત્રમાં ચિત્રકારે સોનેરી રંગોની છાંટ નાંખીને ધર્મોના સોનેરી રહસ્યને જાણે વ્યક્ત કર્યું છે.

બીજું એક કાવ્ય જુઓ :

શાંત સમુદ્ર પર અત્યારે એક તરંગ સરખો નથી. પવન બિલકુલ સ્થિર છે. મધ્યરાત્રિની આ એકાંત ઘડીએ, પેલી એક નૌકા તો જુઓ! સ્વચ્છંદે ફરવા નીકળી છે એ!

અહાહા! ચંદ્રનો રૂપેરી પ્રકાશ હવા અને પાણીમાં ગળાઈને આવી રહ્યો છે!

અને, પેલી નૌકા નિર્મળ પ્રકાશની પવિત્રતામાં નાહી રહી છે!

જાપાનની રસદ્રષ્ટિ, આ સમયમાં, વસ્તુમાત્રમાં ચેતન જોતી થઈ ગઈ હતી. વનોના અને જળોના, એ લોકો અજબ પ્રેમી બન્યા હતા. કુદરતનાં દૂર દૂરનાં દ્રશ્યોમાં અને પર્વતમાળાઓમાં એમને અનહદ રસ પડતો હતો.

કુદરતમાં રહેલા સગુણ બ્રહ્મ સાથે જાણે એ એકરસ થઈ જતા હતા.

વિશ્વચૈતન્યનાં ભિન્ન ભિન્ન રૂપો એ કલાકારોને પ્રતાપે કુદરતમાં આનંદ, સૌંદર્ય, સત્ય અને સ્વતંત્રતારૂપે આપણે જોઈએ છીએ.

સમય સમય પર કુદરતમાં પણ ભવ્યતા, પવિત્રતા, શાન્તિ, મોહકતા, આનંદ, રુદ્રતા વગેરે રૂપો દૃષ્ટિગોચર થાય છે. કારણ, ચેતનતત્ત્વ પણ મનોવૃત્તિઓ જેવું જ છે. આત્મા ને વિશ્વચૈતન્ય સગુણતામાં એક સરખાં છે.

એ દ્રષ્ટિએ, ચાંદની એ માત્ર સૌંદર્ય જ નથી, પણ ઊછળતો આધ્યાત્મિક પ્રકાશ છે. પહાડો આત્માની દ્રઢતાના સૂચક છે, અને બરફનાં શિખરો સુખ કે દુઃખ, રાગ કે દ્વેષ, હર્ષ કે શોક ઇત્યાદિ દ્વંદ્વોથી પર, કોઈ સ્થિતપ્રજ્ઞ–ઠંડા જણાતા–આત્માની સ્થિરતા બતાવે છે

પેલી નૌકાના કાવ્યમાં માત્ર શાન્ત રાત્રિનું વર્ણન નથી, પરંતુ વિશાળ દિક્કાળમાં, સંપૂર્ણ પવિત્રતાથી શુદ્ધ બનેલા, પૂર્ણ સ્વરાજ્યમાં વિહરતા આત્માનું દર્શન છે.

સ્ત્રીઓ, પક્ષીઓ, હરણો, ફૂલો અને જળસ્થળનાં તમામ દ્રશ્યોમાં સ્થૂળ આંખથી જોવાતા દેખાવોની પારનું, સર્વવ્યાપી ચેતનની લીલાઓનું દર્શન જાપાનની ઉત્તમ કલામાં હોય છે.

[ ૨ ]

શુંગ સમયમાં ઈ. સ. ૯૬૦થી ઈ. સ. ૧૨૭૯માં બુદ્ધધર્મના ધ્યાન-માર્ગની (યોગ વિચારોની) કલામાં સરસ અસર થઈ. તે એવી કે, જે અનહદ શક્તિ અને વિશ્વવ્યાપક દ્રષ્ટિ આત્મામાં ભરી છે તે સ્ત્રીપુરુષનાં ચિત્રોમાં બતાવવી.

બીજું, સૃષ્ટિસૌંદર્યના દેખાવોમાં ચેતનની હાજરી દર્શાવવી, એટલું જ નહિ, પણ એટલા ભાગમાં વિશ્વાત્માના તત્ત્વને જાણે ભરી દેવું: એટલે પ્રભુનું દર્શન એટલા ચિત્રમાં કરાવવું.

એ ચિત્રોમાં હૃદયની સચ્ચાઈ, ગાંભીર્ય અને સૌંદર્ય અનુપમ હોય છે.

આધ્યાત્મિક તત્ત્વ એટલું બધું મૂકવામાં આવે છે કે, એ સ્વરૂપો દેવતાઈ લાગે છે. શાસ્ત્રજ્ઞાનથી નહિ, પણ ઊંડી આત્મપ્રેરણાથી આ સ્વરૂપો ચીતરાયાં હોય છે.

પછીના—અત્યારના સમય સુધીમાં—સાધારણ, શોભાનાં અને મનુષ્યજીવનની ભિન્નભિન્ન સ્થિતિઓનાં પણ ઘણાં ચિત્રો દોરાયાં છે. સ્ત્રીઓનાં વૃંદ, એમની મોહકતા, તાલમય હિલચાલો, લાવણ્યની નાના પ્રકારની ઢબછબ, સ્નાનવિધિ, પ્રેમપ્રસંગો, વિનોદગોષ્ઠિ, માતૃત્વ ઇત્યાદિ. પછી, કેવળ શોભાનાં ચિત્રો પણ ઘણાં થયાં છે.

યુરોપિયન અસર તળે આવ્યા પછી જાપાને યુરોપના ઉત્તમ ચિત્ર-કારોને પણ ભુલાવે એવાં પ્રાણીસૃષ્ટિનાં અને કુદરતનાં હજારો ચિત્રો દોર્યાં છે. એમાં પોતાના દેશનું વાતાવરણ, ભાવનાઓ, દિક્‌નાં ઊંડાણ, આકાશતત્ત્વની વ્યાપકતા, ઇત્યાદિ અનુપમ રીતે ચીતર્યાં છે.

હાથીદાંત અને લાખકામ, ધાતુ પરનાં શિલ્પ, ચીનાઈ વાસણો પરની શોભા, કાપડ પર રંગ અને છાપ, લાકડાની કોતરણી, બાવલાં પર કલામયતા એ બધું જાપાને વધાર્યા જ કર્યું છે.

પક્ષીઓ, ફૂલો, કુદરતના દેખાવો અને પવિત્ર ફુજી પર્વતના હજારો દેખાવો, ઘાસ, પતંગિયા, વાદળ અને ચંદ્રના પ્રકાશ, સ્ત્રીઓનાં સૌંદર્ય આ બધું જાપાનની સજીવન કલામાં આવિર્ભાવ પામ્યા જ કરે છે. અને, એ પ્રજાની રસિકતા, સૌંદર્ય તરફનો ભાવ અને જીવન ઉપરની પ્રીતિ વધાર્યા કરે છે.

વિદ્યાકલાથી એ સંસ્કારી પ્રજાસમાજ જાપાનમાં આમ સતત પોષાતો અને વિકાસ પામતો રહ્યો હતો ત્યારે બીજે બધે સ્થાનેથી એશિયા ખંડની પ્રાચીન સંસ્કૃતિઓ વિસરાતી રહી હતી. ચીન, ઇરાન અને હિંદુસ્તાન પોતાની જૂની કલાપ્રેરણા મેળવતાં બંધ થયાં હતાં. એ ત્રણે પોતાની સર્વોત્કૃષ્ટ કલાસંપત્તિનો અમૂલ્ય વારસો લગભગ ખોઈ બેઠાં હતાં.

દૂર પૂર્વમાં પોતાની રાજકીય સ્વતંત્રતા અને પ્રજાકીય અખંડિતતા જેમ જાપાને સાચવ્યાં, અને જગતની ધોકાબાજીમાં એ જેમ સપડાઈ ન ગયું તેમ જ એણે પોતાની પ્રાચીન આધ્યાત્મિકતા અને આધુનિક વિશાળતાનો મેળ મેળવી પોતાની કલાસમૃદ્ધિ પણ વધાર્યા કરી. હજી સુધી એમ કર્યું હોત તો કેવું સારું થાત !

આખા એશિયા ખંડમાં આ રીતે એક જાપાન જ કલાને સંસ્કૃતિના ક્ષેત્રમાં રાષ્ટ્રિયતા જાળવી શક્યું.

આથી જ પોતાના પ્રજાકીય જીવનમાં વર્ણસંકરતા થતી અટકાવવાનો એક પ્રસંગ મોંગોલિયનોએ જે વખતે ચીન જીત્યું તે વખતે ઉત્પન્ન થયો હતો.

છઠ્ઠો શોગુનેટ એટલે દીવાનગીરીના સમયમાં મોટામાં મોટું કામ એ થયું કે, એ દીવાનોએ જાપાનના કલાસંગ્રહની ઉત્તમ રક્ષા કરી. જગતના ધસારા અને આક્રમણો સામે એમણે જાપાનને સુરક્ષિત રાખ્યું. એથી એ પ્રજા પોતાનું વ્યક્તિત્વ, કલા, દેવો બધું બચાવી શકી, અને સૌથી વધારે બચાવ તો એણે પોતાના આત્માનું સંરક્ષણ કરી લીધું એ કર્યો.

નિપોનના આ પુનિત ઇતિહાસનું દર્શન કરવું હોય તો જાપાનના એ મંદિરો અને દેવસ્થાનોની યાત્રા કરવા ભલામણ કરવામાં આવે છે.

ઈ. સ. ૧૬૧૭માં દીવાન ઇમિટસે પોતાના વડીલની જાપાનમાં એક સમાધિ કરી છે. લતામંડપોની લાંબી કુંજગલીમાં થઈને જવાનું છે. પછી, લાલ રંગનો લાખનો પુલ ઓળંગવાનો આવે છે. પછી, દેવદારનું વન આવે છે.

વચમાં સત્તરમી સદીના કલામંદિરને જોઈને આગળ જઈએ છીએ. પછી, આ શાંત, સાદી સમાધિ આવે છે. રાક્ષસી કદનાં દેવદાર વૃક્ષોની વચમાં આ જાપાનને એક રાષ્ટ્ર બનાવનાર અને એ પ્રજાને એકસંપીલી બનાવનાર મહાપુરુષ સૂતો છે.

આ અજિત દેશભક્ત જેવી રીતે આ સુરક્ષિત સ્થાને બસો વર્ષ સુધી શાંતિમાં સૂતો તેવી જ રીતે જાપાન પણ એ અત્યાચારો અને આક્રમણોનાં તોફાનોમાંથી પોતાની કલા અને કવિતા આમ જ બચાવી શક્યું.

પોતાની સ્વતંત્રતા સાચવી આખરે જ્યારે જગતને પોતાનું હસતું વદન દેખાડવાનો સમય આવ્યો ત્યારે એશિયાના વિજેતાઓ

તો નાશ પામ્યા હતા. ઈરાન, ચીન અને હિંદમાં યુગો બદલાઈ ગયા હતા.

માત્ર જાપાન પોતાની સર્જનશક્તિ અને નવજીવન સાચવી શક્યું હતું. સહરાના રણ જેવા આખા એશિયા ખંડમાં સ્વાધીનતાને અને જીવન્ત કલાવૈભવને એકલું જાપાન સાચવી શક્યું હતું. એ માટે આપણે એને ધન્યવાદ આપત. પરંતુ, હાલના એના લક્ષણથી એ ધન્યવાદ આપતાં સંકોચ થાય છે.

આ યુગના જાપાની ચિત્રકાર શિલોનું પર્વતના એક 'એકાંત માર્ગે' એ નામનું ચિત્ર તમે જુઓ તો માત્ર એ એક જ દૃષ્ટાંતથી જાપાને પોતાનું કલાજીવન કેવું સતેજ રાખ્યું છે તે જોઈ શકાશે. એમાં ચિત્રકારે પોતાની કુલપરંપરા સાચવી છે. જૂના આદર્શ છોડયા નથી. અને, નવપલ્લવિતતા તો એની રગેરગમાં ભરી છે.

અતિશય રાજ્યલોભ અને સામ્રાજ્યવાદના અધર્મમાં જાપાન ન પડયું હોત તો કેવું સારું થાત!

# ઈરાનની કલા

હિંદુસ્તાનની કલા અને વિચારો ચીનમાં જેમ ઊંડા ઊતર્યાં અને ટાંગ વંશના ઉત્તમમાં ઉત્તમ ચીજોનું સર્જન કરી શકે એવા શક્તિશાળી યુગમાં ચીને પોતાની કલા અને વિચારોને વધારે વિપુલ અને સેવન કેમ બનાવ્યા એ આપણે જોયું. એનું કારણ એ હતું કે, હિંદુસ્તાનને દૂર પૂર્વના દેશો જોડે તે સમયમાં સંબંધ હતો. હિંદુસ્તાનનો વ્યાપાર, મધ્ય એશિયા, એટલે કે અફઘાનીસ્તાન, ટિબેટ, ખોતાન, ચીનાઈ તુર્કસ્તાન વગેરે દેશો સાથે જમીનમાર્ગોએ ચાલુ હતો. સર ઓરેલસ્ટીને ચીનાઈ તુર્કસ્તાન અને ખોતાનના મુલકોમાંથી બુદ્ધ ધર્મના પુષ્કળ અવશેષો શોધી કાઢ્યા છે, અને અફઘાનીસ્તાનમાંથી પણ માજી અમીર અમાનુલ્લાખાનના સમયથી જે જે ખોદકામ થયાં છે તેમાંથી પુષ્કળ મૂર્તિઓ, મંદિરો, આખા મઠો ને મઠો અને પ્રાચીન ઐતિહાસિક વસ્તુઓ જડી છે.

હવે એ બધા કરતાં પણ ઈરાન તો આપણી પાસે છે. એકલાન્ડથી ગ્રીસ અને બાઈઝેન્ટાઈન સાથે અને બીજી તરફથી હિંદુસ્તાન સાથે જૂના વખતથી એનો સંબંધ ચાલુ રહ્યો છે, પ્રાચીન ઈરાની કલાનાં બ્રોન્ઝનાં પ્રાણીઓ જડયાં છે. તે ઉપરથી ઈરાનના સિથિયન પ્રજા સાથેના, દક્ષિણ રશિયા, તુર્કસ્તાન અને ચીન સુધીના સાંસ્કારિક સંબંધો માલૂમ પડે છે.

ઐતિહાસિક યુગમાં ઈરાનનું મહા પરાક્રમ એકિમિડિઝ

મહારાજ્યની સ્થાપનાનું હતું. એ સામ્રાજ્ય છેક ગ્રીસ સુધી પહોંચ્યું હતું, પણ આખરે અલેકઝાંડરે એને ઉથલાવી પાડયું હતું.

તેમ છતાં, એ સમયમાં ઈરાન તો સંસ્કૃતિની ટોચે હતું. આર્યન વંશના સીધા વારસો તરીકે હિંદ અને ઈરાન તો ચાચા ચાચાના જ છોકરા જેવા છે. અને, આજે પણ પારસીઓ, અને આપણે કંઈ જુદા હોઈએ એવું લાગતું જ નથી. જૂના સમયમાં, ખરી રીતે, સુવ્યવસ્થાથી પ્રસરેલું મહારાજ્ય કોઈ હોય તો તે ઈરાનનું હતું. ત્યાં મોટા મોટા રાજમાર્ગો અને ભવ્ય મહેલો હતા. અગ્નિ-પૂજાએ અને જરથૂસ્તના ધર્મે એ પ્રજાને ઘડી હતી. જોકે ઇજિપ્ત અને એસિરિયા પાસેથી ઈરાને ઘણું મેળવ્યું હતું તોપણ એનું પોતાનું વ્યકિતત્વ કંઈ જેવુંતેવું ન હતું.

'બર્લિન સંગ્રહસ્થાન'માં ઈરાની કલાની બ્રોન્ઝ અને સોનાની એક પાંખોવાળું-Ibex-હરણ છે. એથી એ સમયની એની કલાનો કંઈક ખ્યાલ આવે છે. તે વખતના એસિરિયાના, શિકારના કોતરી કાઢેલા, અદ્‌ભુત નમૂના છે ખરા, પણ ઈરાનનાં રૂપોની શુદ્ધિ, મનોબળ, લાગણી અને પ્રતાપ એ સમયની કલામાં સૌથી ચડિ-યાતાં લાગે છે.

ઈ. સ. પૂર્વે ૫૫૦થી ૩૩૦ સુધી ઈરાન તો એક મહા-રાજ્ય હતું.

ઈરાનીઓ અદ્‌ભુત રસમાં રમનાર પ્રજા હતા. અસંભવિત વીર પુરુષોનાં પરાક્રમની વાતો એ માનતા, અને એમની આદર્શ વીર રમણીઓ તેજસ્વી અને અતિશય સુંદર હતી.

ઈરાનનાં ચિત્રો મોહકતામાં અદ્વિતીય છે તે એમની આવી કલ્પનાને લીધે થયાં છે.

અલેકઝાંડરે ઈરાનીઓને મોટી પદ્દીઓ આપી હતી. પોતે ઘણી વાર ઈરાની પહેરવેશ પહેરતો. ગ્રીક સંસ્કૃતિ ઈરાન પર લાદવાનો એણે કદાપિ પ્રયત્ન કર્યો નથી.

અલેકઝાંડર પછી પાર્થિયન વંશ થયો. એ સમય પહેલાં ગ્રીસની સંસ્કૃતિની અસર ઈરાન પર થઈ હતી, પરંતુ પાર્થિયન રાજાઓ તો છેક હિંદુસ્તાન સુધી આવેલા, અને સિંધુ નદીના નીચલાણના ભાગ પર એમણે રાજ્યો પણ સ્થાપ્યાં હતાં. એમાંના કેટલાક રાજવંશીઓએ બુદ્ધ ધર્મ અંગીકાર કર્યો, અને કેટલાક તો બુદ્ધ ધર્મના સાધુઓ સાથે ચીન પણ ગયા હતા.

પછી, સેસેનિયન વંશ થયો. એણે ઈ. સ. ૩૦૦થી ૭૦૦ સુધી રાજ્ય કર્યું. એ તો શુદ્ધ ઈરાની હતા. એમણે એકીમિનિડના સમયની કીર્તિ પાછી લાવવા સંપૂર્ણ પ્રયત્ન કર્યા હતા. દરમિયાન ઈરાન પર પરરાજ્યો એક પછી ચડી આવે છે. તે બધાં એક પછી એક આખા દેશમાં ફરી વળે છે. વારંવાર ત્રાસ અને ખૂનામરકી ચાલે છે, પણ પ્રજાની જીવનશક્તિ એટલી સાબૂત છે કે, એ પ્રજા મરે છે, ને પાછી સજીવન થયા કરે છે. એની કલા પણ એમ જ જરા બદલાય છે ખરી, પણ પછી પાછી એ માથું ઊંચું કરે છે, બીતાં બીતાં પોતાની જગા જમાવે છે, અને છેવટે આરોગ્ય પ્રાપ્ત કરીને પાછી પોતાના જ જાતિસ્વભાવ પ્રમાણે એ વિકાસ પામે છે.

સાતમા સદીમાં આરબોની ઈરાન પર ચડાઈ થાય છે. છેલ્લો સેસેનિયન રાજા પદભ્રષ્ટ થાય છે. અને એકલી પરદેશી જ નહિ, પણ પરધર્મી પ્રજા ફરી ઈરાનનો કબજો લે છે. પારસીભાઈઓ એ સમયથી હિંદુસ્તાન આવી વસેલા છે.

ઇસ્લામ ધર્મના અંગીકાર પછી પણ ઈરાનને શિલ્પ અને કલામાં જાણે અલ્લાહની જ બક્ષિસ મળી હોય એવા ઉચ્ચ સંસ્કારી કલાકારો મળ્યા કર્યા છે. એમનાં માટીનાં વાસણો અને ગાલીચા

બહુ વખણાયા કર્યાં છે, પણ જૂનામાં જૂનાં જે ઈરાની ચિત્રો હાથ લાગ્યાં છે તે બુદ્ધજીવનને લગતાં છે.

અફઘાનીસ્તાનમાં એમ. હેકીને એવાં ઈરાની 'ફ્રેસ્કોસ' શોધ્યાં છે. એમાં સેસેનિયન રાજાઓ અને દરબારીઓ બુદ્ધ સાધુઓ સાથે બેઠેલા બતાવ્યા છે.

આ ચિત્રો પાંચમી સદીથી શરૂ થાય છે.

ટાકાઈબુસ્તાનમાં પથ્થર પર ઉપસાવી કાઢેલાં શિકારનાં ચિત્રો જડયાં છે તે ત્યાર પછી થયેલાં ચિત્રો જેવાં છે.

ઈ. સ. ૧૯૦૪માં વૉન લિકોકની સરદારી નીચે એક જર્મન ટુકડી ઈરાનમાં શોધખોળ માટે નીકળેલી. તેણે મધ્ય એશિયામાં ટરફન પાસે એક મેનિશિયન મંદિર શોધી કાઢયું હતું. એ મંદિરની ભીંતિ ચિત્રો હતાં, અને સચિત્ર હસ્તલિખિત પુસ્તકોનાં પાનાં પણ એમને હાથ આવ્યાં હતાં.

મનિ ઈ. સ. ૩૦૦માં થઈ ગયો એ ઈરાની હતો. એણે જરથૂસ્ત, બુદ્ધ અને ઈસુ ખ્રિસ્તનાં ધર્મતત્ત્વોમાંથી એક નવો ધર્મ સ્થાપવા પ્રયત્ન કર્યો હતો. એ ધર્મે કલાને ખૂબ ઉત્તેજન આપેલું. મની જાતે ચિત્રકાર હતો. પર્શિયન સાહિત્યમાં મનિની બહુ પ્રશંસા થયેલી છે. કોઈ ચિત્રકારને વખાણવો હોય તો એને મનિ સાથે સરખાવવામાં આવતો.

ઈરાનના બહેરામ રાજાએ એને મારી નંખાવ્યો.

મનિના ધર્મે ભૂમધ્ય સમુદ્રની બન્ને બાજૂએ સારી પ્રગતિ કરી હતી. પણ, એ ધર્મના અનુયાયીઓ—મેનિશિયન્સો—ઉપર જુલમ ગુજારવામાં આવ્યો, અને મેનિશિયન્સોને મધ્ય એશિયા તરફ નાસી જવું પડયું હતું. આ ધર્મના કલાઅવશેષો હાલ બર્લિનમાં છે. એ ઉપરથી ઈરાનની પ્રાચીન કલાસમૃદ્ધિનો કંઈક ખ્યાલ આવે છે.

પછી, મેસોપોટેમિયા, બગદાદ વગેરે સ્થળે સંસ્કૃતિનાં કેન્દ્ર થાય છે. યુરોપ અને ઈરાનની કલાઓ દરબારીઓ અને રાજકર્તાઓનાં નાનાં ચિત્રોમાં અને હસ્તલિખિત પુસ્તકોમાં પ્રદર્શિત થયાં કરે છે.

પછી ઈરાન પર જંગીઝખાન અને તૈમૂરના ધસારા અને લૂંટો થઈ જાય છે. પરંતુ, તૈમૂર લૂંટ પછી, જરા નવરો પડે છે ત્યારે, કલાકારોની કદર કરે છે! ઈ. સ. ૧૩૯૬ની સાલનું દ્વંદ્વયુદ્ધનું એક ચિત્ર અને બીજું 'બગીચામાં એક રાત્રિ' એ નામનું ચિત્ર મળ્યું છે. એ પહેલાં 'શાહનામા'ના એક પ્રસંગનું ચિત્ર છે, તે ઈસુની અગિયારમી સદીની શુદ્ધ ઈરાની કલાનો ખ્યાલ આપે છે.

ઈરાનની ચિત્રકલામાં પંદરમી સદી મહાન સદી છે. શાહજાદો હુમે ચીન જાય છે. ચીનના એક શાહી બાગમાં ત્યાંની શાહજાદી એને મળે છે. એ દેખાવનું ચિત્ર પેરિસના સંગ્રહસ્થાનમાં છે.

ચિત્ર સાચી ઈરાનની કલાનું પ્રતિનિધિ ગણી શકીએ એવું છે. મંડપ, સુંદર રીતે યોજાયેલો બાગ, ફૂલથી છવાઈ રહેલાં વૃક્ષો અને છોડ બધું સુંદર છે. શાહજાદો, શાહજાદી અને એની પરિચારિકાઓ બધાં સુકોમળ અને સુંદર લાગે છે.

પછી, હાફીઝનાં કાવ્યોનું, ઊંટ પર થતી લડાઈનું, એક 'જંગલના ઘોડાઓની વચ્ચે દારા' એ નામનું ચિત્ર અને સોળમી સદીનું એક ખેતરના દેખાવનું ચિત્ર લોરેન્સે બિનયને પોતાના પુસ્તકમાં આપ્યું છે.

પછી, સોળમી સદીનું પેગંબર સાહેબ સ્વર્ગમાં સંદેશો લેવા પરીના ઘોડા પર આકાશમાર્ગે ચડે છે એ એક જોવાલાયક ચિત્ર છે. આકાશમાર્ગે પરીઓ અને દેવદૂતો એમને જુદી જુદી રીતે સત્કારે છે. ગેબ્રિયલ આગળ ચાલે છે. નીચે પણ પરીઓ છે. આકાશમાર્ગે

પ્રકાશ પથરાઈ રહ્યો છે, અને દિવ્ય ફૂલો અને સુંદર આકારો એમના આખા માર્ગમાં એ મહાન પ્રસંગને અદ્દભુત બનાવતા ગોઠવાઈ ગયા છે !

પછી, મુગલ સમયમાં હિંદના સામ્રાટો ઈરાની કલાને ઉત્તેજન આપતા આપણે જોઈએ છીએ. એમાં લયલામજનૂનાં ચિત્રો છે, અને બાગમાં બેઠેલા મુલ્લાની મુલાકાતે આવેલા શાહજહાં બાદશાહનાં ચિત્રો જોવાલાયક છે. એ સત્તરમી સદીનો ઈરાની કલાનો પરિપાક છે.

હિંદુસ્તાનને બગીચા અને ગુલાબ ઈરાનમાંથી મળ્યાં છે. પરંતુ, મુગલ સમયની ઈરાની કલા તો ખુદ ઈરાન કરતાં યે હિંદમાં વધારે ખીલી છે.

ઈરાનીઓને બગીચાઓ માટે અતિશય પ્રીતિ છે, અને તે એમનાં ચિત્રોમાં પ્રદર્શિત થાય છે. ઈરાની કલાકારો ચિત્રોમાં બધો સંસાર ઝવેરાત જેવો તેજસ્વી, કિંમતી અને રંગોથી શોભતો ચીતરે છે.

એને અલંકારની કલા કહો ('ડેકોરેટીવ') તો ય હરકત નથી. ઇસ્લામે એમને ધર્મને કારણે બીજે માર્ગે ખીલતા રોકયા છે, પરંતુ ગાલીચા અને કીનખાબ, બાગ અને શરબત, ગુલાબ અને બુલબુલમાં તો એમણે કાવ્ય અને કલા પોતાનો રસ સજીવન રાખ્યો છે.

ફરી એક વાર આપણે એમની કલાનાં ચિત્રો ઐતિહાસિક ક્રમે જોઈ જઈએ. આમાં જરા પુનરુકિત જેવું લાગે તો વાંચક એને ક્ષમ્ય ગણશે.

બર્લિનમાં જે બ્રોન્ઝ અને સોનાનું બનાવેલું પાંખોવાળું હરણ [Ibex] છે તે જુઓ. એ એકિમિનિડ સમયનું છે.

એમાં સફાઈ, લાવણ્ય અને બળ છે. પાંખોની કોતરણી, શીંગડાંના વળાંક, કૂદકાનો વેગ અને એની તેજીલી આંખોની વેધકતા બેનમૂન છે! ઇજિપ્તના ફેરોહા, ઈરાનના મોબેદો અને હિંદના ચાવડાઓના જેવી આ હરણને લાંબી પણ નીચેથી સીધી કાપેલી દાઢી છે. જડસાપણા કરતાં વિદ્યુતવેગી નાજુકતા તરફ ઈરાનીઓને જે પ્રીતિ છે તે આટલા જૂના વખતથી દૃષ્ટિગોચર થાય છે.

પછીનાં બે ચિત્રો ઈસપના જેવી બીડપાઈની જોડી કાઢેલી વાર્તાઓમાંનાં છે. એકમાં વાંદરો કાચબા પર બેઠો છે, અને બીજામાં વાંદરો ઝાડ પર ચડી જઈને કાચબાને અંજીરનાં ફળ નાંખે છે. આ બન્ને ચિત્રો આલેખાયાં ત્યારે ઈરાન પરથી ગ્રીસની અસર છેક ભૂંસાઈ ગઈ છે, અને ચીનના ચિત્રકારોની અસર આવી ચૂકી છે.

પછી, ફિરદૂસીના 'શાહનામા'માંના હસ્તલિખિત પુસ્તકમાંનાં બે ચિત્રો છે. યુરોપ જતાંજતાં એ પુસ્તક તૂટી ગયેલું. હાલ 'શાહનામા'નાં ચોપન ચિત્રો અમેરિકાના સંગ્રહસ્થાનોમાં છે. આ ચિત્રોમાં ચીનાઈ પદ્ધતિ પૂરેપૂરી આવી છે.

'શાહનામા' કાવ્ય છે, અને એમાંના વીર રસને અનુકૂળ આ ચિત્રો ઈરાનના મહાકવિ ફિરદૂસીના વીર રસને પૂરેપૂરાં પોષક છે એમ આપ તરત જ જોઈ શકશો.

પછીનું ચિત્ર ઈ. સ. ૧૩૯૬નું તૈમૂરના સમયનું દ્વંદ્વ યુદ્ધનું છે. આમાં યુરોપની અને એશિયાની દૂરદર્શનની ચિત્રપદ્ધતિમાં કેવા તફાવત છે એ સ્પષ્ટ સમજી શકાશે.

ઈરાની ચિત્રકાર કલાને કુદરતી રીતે, વાસ્તવિક સ્વરૂપે, જોતો નથી. એ તો કહેશે, 'આ કુદરત નથી, ચિત્ર છે. જોનારને આનંદ થાય એવી છટાદાર રીતે મારે તો તમને એક વાત કહેવી છે. આગળનાં માણસો જેટલું જ પાછળ ઊભેલા ઘોડા અને વૃક્ષો તરફ

મારે તમારું ધ્યાન દોરવાનું છે. દૂરનાં ફૂલો પણ મારે ઝાંખાં શા માટે બતાવવાં જોઈએ? એ પણ ભલે મોટાં રંગોથી શોભતાં અને પૂર્ણ ખીલેલાં હોય એવાં તમે જુઓ. જોનાર નીચી જગાએ નહિ, પણ કોઈ ઊંચા ટેકરા પરથી આ બધું જુએ છે, એમ ધારો એટલે બધું ઠીક થઈ જશે.'

એ જ 'સમયનું' બગીચામાં રાત્રિ'નામનું ચિત્ર છે. એમાં યે તમે કહેશો કે રાત્રે તો બધું સ્પષ્ટ હોય નહિ, માત્ર પડછાયા હોય. એ વાત ખરી, પણ રાત્રે શું બને છે એ તમે જાણવા ઇંતેજાર છો કે નહિ? તમે એમ માનો કે, પેલા વાદળના અર્ધ ચંદ્ર ઉપર તમે બેઠા છો, અને ત્યાંથી વિરહઘેલી બનેલી પેલી ઈરાની સુંદરી અસ્તવ્યસ્ત થઈ ગયેલાં વસ્ત્રોથી વધારે બેબાકળી લાગે છે. તેના દુઃખ તરફ તમારે સમભાવ દર્શાવવો છે. એનાથી જરા દૂર એની સખી ઊભી છે, અને પાછળથી જ એનો પ્રીતમ જાણે કોઈ ગઝલ ગાતો ગાતો પ્રવેશ કરે છે,

ફૂલો અને વૃક્ષો–આ પ્રેમીઓનાં વિજોગ સંજોગનાં સાથી–જરા હાલતાં અને જરા સ્થિર, ઊભાં છે. એ બધું તમારે જોવું છે કે નથી જોવું? બગીચાના કોટની પેલે પાર આકાશ છે, અને એ આકાશમાંથી બે પક્ષી પણ જાણે આશ્વાસન આપતા ઊડી રહ્યાં છે. રંગો તો આ ચિત્રોમાં હશે જ, પણ પુસ્તકમાં એ આપી શકાયા નથી એટલી દિલગીરી છે. બાકી ઈરાનીઓને નાટકી દેખાવો અને લહેરી રંગોનો ભારે શોખ છે. સંસારનાં સુખદુઃખની પર એમની એક કાલ્પનિક સૃષ્ટિ છે, અને કવિતા અને કલામાં તો આ જગત ભૂલીને તમારે એ જ કાલ્પનિક સૃષ્ટિમાં રહેવાનું છે.

**હવે ઈરાનની કલાના સર્વોત્તમ યુગમાં એટલે કે ઈ. સ. ૧૫૦૦માં આપણે પ્રવેશ કરીએ છીએ. આ સમયનું એક ચિત્ર પેરિસમાં છે.**

ચીનના રાજદરબારમાં હમણાં જ આવેલો શાહજાદો હુમે તમે આ ચિત્રમાં જોશો. એક બાગમાં રાજકુંવરી હુમેયું એનો સત્કાર કરે છે.

આખો દેખાવ રંગરંગીન ફૂલોથી અને સુગંધીથી ખુશનુમા બનેલા વાતાવરણથી ખળભળી ઊઠ્યો છે. રૂપો જરા વધારે મુલાયમ બનતાં જાય છે, અને વૃક્ષોમાં વધારે સજીવતા આવતી લાગે છે.

આ બાગ ચીનનો સમજવાનો છે, અને ચિત્રકારના મનમાં ચીનની કલાસૃષ્ટિને માટે અતિશય માન હોય એમ લાગે છે. દૂર સુંદર મંડપ છે. આકાશમાં તારા છે. નાયકનાયિકાના હૃદયમાં જાણે વસંત ઋતુ આવી છે તેમ સૃષ્ટિમાં પણ બધે આજે વસંત ઋતુ છવાઈ ગઈ છે. વૃક્ષો ધોળાં હેઝલીન ફૂલોથી ઝૂકી રહ્યાં છે. બધે ફૂલો અને છોડો સિવાય બીજું કંઈ નથી. પૃથ્વી અલંકાર પહેર્યા સિવાયની બાગના કોઈ ભાગમાં છે નહિ.

બે પરિચારિકાઓ પણ સુવસ્ત્રધારિણી અને અલબેલીઓ છે. એકના હાથમાં ઘણું કરીને શરાબ છે, અને બીજીના હાથમાં પ્યાલો છે.

શાહજાદો દૂર અદબથી ઊભો છે. પૂર્વના લોકોમાં સ્ત્રીસન્માનની ભાવના નથી એમ કોણ કહે છે? જે કહેતું હોય એને આ ચિત્ર જોવા લાવો.

રાજકુંવરી માનિની છે. છતાં, એનું હૃદય પ્રેમથી ઊભરી રહ્યું છે તે આ સમયે એને જરા દબાવવું પડે છે. ચિત્ર અને દસ્કત બન્નેને એક જ વિષયનાં અંગ માનનાર ઈરાની ચિત્રકારે આ ચિત્ર જેવું સુંદર અને મોહક છે તેવા જ એ વિષયને દર્શાવતા શબ્દો પણ અતિ સુંદર આલેખ્યા છે. તે આ ચિત્રની બાજુઓમાં તમે જોશો. આખા યુરોપમાં જેવી ગ્રીસની મુખાકૃતિઓ સુંદર છે તેવી એશિયામાં ઈરાનની છે. આ ઈરાની ચિત્રકારને ચીનનું બધું ગમે છે,

પણ એમનાં ચીબાં, ચપટાં મોં ગમતાં હોય એમ લાગતું નથી. આ કિશોરીઓને તો એણે ઈરાની સ્વરૂપો જ આપી દીધાં છે.

મનુષ્યજીવનમાં સૌથી આનંદદાયકમાં આનંદદાયક પ્રસંગ પ્રેમીઓનાં મિલનનો છે. સૃષ્ટિના તમામ વૈભવ એ વખતે પ્રેમીઓનાં હૃદયને અભિનંદન આપવા એકઠા થાય છે. એકબીજા જોડે એ રસનાં વર્ણન કરવામાં પૃથ્વીના કવિઓ અને કલાકારો જાણે એકબીજા સાથે હરીફાઈ કર્યા જ કરે છે, કર્યા જ કરે છે.

હાફીઝ ઈરાનનો અમર કવિ છે. એક શિરાઝી કવિ તો, એક રૂપવતી રમણીના ગાલ પરના તલને સાટે, સમરકંદ અને બુખારા ન્યોચ્છાવર કરવા તૈયાર થયો હતો.

એ હાફીઝના એક કાવ્યગ્રંથનાં ચિત્રોમાંથી આ ત્રણ સ્ત્રીઓ લીધી છે.

ઈસુની પંદર સદીના પાછલા ભાગમાં એક બિહઝાદ્ નામનો મહાન ચિત્રકાર હેરાતમાં રહેતો હતો. એણે 'શાહનામા'માં ઘણાં ચિત્રો દોર્યાં છે. લંડનની 'ઈન્ડિયા સોસાયટી'એ ઈ. સ. ૧૯૩૧માં એનાં ચિત્રો મિ. જે. વી. એસ. વીલ્કીનસન વિલ્કિદ્વારા પ્રસિદ્ધ કરાવ્યાં છે, પણ સૌથી સરસ ચિત્ર તો બ્રિટિશ મ્યુઝિયમમાં છે તે જોવાલાયક છે.

એમાં ઊંટ ઉપર સવાર થયેલા યોદ્ધાઓની લડાઈ ચીતરી છે.

એમાં ધસારા, વેગ, મારામારી ઇત્યાદિનો વીર રસ વ્યાપેલો છે. તલવારો ઊછળી રહી છે, ભાલા ઢાલ પર ઝીલાઈ રહ્યા છે. એક ઊંટ ઉપરથી નીચે પડી જવાની તૈયારીમાં છે. બીજો પડ્યો છે. ત્રીજો જીતીને આગળ વધે છે. દૂરથી ઘણું કરીને કોઈ વીરાંગના આ દેખાવ જોઈ રહી છે. ચિત્રકારની શક્તિ અજબ રીતે આ ચિત્રમાં ખીલી ઊઠી છે. એની કલમ પણ યુદ્ધનો વિષય ચીતરતો જાણે 'જોસ્સા' માં આવી ગઈ છે. ચિત્રનાં રંગ અને રેખા અતિશય સુંદર છે.

ઇજિપ્તની કૈરોની લાયબ્રેરીમાં કવિ સાદીના 'બોસ્તાન'ની એક નકલ છે. એમાં જંગલમાં શાહજાદો દારા ભૂલો પડે છે એનું સુંદર ચિત્ર બિહઝાદે પંદરમી સદીમાં ચીતરેલું છે. એમાં દારા જંગલમાં ભટકતો આવી પહોંચે છે, અને પોતાની જ ટોળીના માણસોને દુશ્મનો સમજે છે. ધીમેથી દારા ધનુષ્ય પર બાણ ચડાવે છે, એટલામાં ટોળીનો આગેવાન નમ્રતાથી વિનંતી કરે છે કે, 'સાહેબ! અમે તો આપના માણસો છીએ! અમને ના ઓળખ્યા?' પ્રદેશ પહાડી છે. જગા ખાંચાખૂંચીવાળી છે. બધે ઘોડા છૂટા ફરે છે, અને બે ઘોડીઓને તો એમના વછેરા ધાવી રહ્યા છે. ઘોડા ચપળ અને તેજીલા લાગે છે, અને આખા ચિત્રની રેખાઓ સુંદર છે.

ઇસુની સોળમી સદીના ચિત્રકાર મહમદીનું ફ્રાન્સના સંગ્રહસ્થાનમાંનું એક 'ઉજાણી'નું ચિત્ર દિનપ્રતિદિન, ઇસુની પંદરમી સદી પછી પણ, ચિત્રકલા કેવી ખીલ્યા કરી છે તેના દૃષ્ટાંત લેખે જોવાલાયક છે.

એમાં પહાડો છે; ખેતર છે; તળેટીમાં બે તંબૂ તણાયા છે. એમાં સ્ત્રીઓ બેઠી છે, અને પુરુષો જંગલમાં લાકડાં કાપવા ગયા છે. એક ખેડૂત સુંદર બળદોની એક જોડી વડે હળથી જમીન ખેડી રહ્યો છે, અને ઝાડ નીચે એક ડોસો બેઠો છે. ઝાડો પર બુલબુલ બેઠાં છે. બીજે છેડે હરણો, ઘેટાં વગેરે પ્રાણીઓ ફરી રહ્યાં છે. ઘેટીનું એક બચ્ચું ઘેટીને ધાવે છે. પણ, દૂર એક ચિત્તો ઘેટાં ને તાકી રહ્યો છે, એની પેલાં હરણ કે ઘેટાંને ખબર નથી.

આ ચિત્ર વાસ્તવિક દૃષ્ટિને બહુ ગમે એવું આબેહૂબ અને મનોહર છે. બળદો, હરણો એ બધું બહુ સુંદર છે, પણ સૌથી સુંદર તો લાઇનોના—રેખાઓના—પ્રભાવ છે.

અદ્‌ભુત રસ અને પરાક્રમ, પરીઓની કોઈ અલકાપુરીનાં

દશ્યો, કાલ્પનિક પહાડો, નદીઓ અને ફૂલો, શૃંગાર, કરુણ અને ભક્તિરસ એ બધું ઈરાનનાં આટલાં થોડાં ચિત્રોમાં પણ કેવું સુંદર રીતે વ્યક્ત થાય છે તે આપણે જોયું. એના રંગો કોમળ છે, અને અવર્ણનીય છટાથી ચમકે છે. ઈરાની ચિત્રો જોઈને આપણને કોઈ વિરલ પક્ષીઓનાં પીંછાંના રંગ સાંભરે છે. દરિયાની છીપોમાં ચળકતો સૂર્યનો પ્રકાશ, વસંતઋતુનાં ફૂલો અને શરદઋતુનું સ્વચ્છભૂરું આકાશ એવું બધું સાંભરી આવે છે.

ઈસુની સોળમી સદીમાં—ઈ. સ. ૧૫૩૯થી ૧૫૪૩માં—લખાયલું નિઝામીનાં કાવ્યોમાંનું બિહઝાદ પછી થયેલા મહાન ચિત્રકારોમાંના એકનું ચિત્ર અદ્ભુત છે. ચિત્રનો વિષય મહમદ પેગંબર સાહેબના સ્વર્ગારોહણનો છે.

એક દિવસ પેગંબર સાહેબ પોતે સ્વર્ગમાં ખુદ અલ્લાહ સાથે કંઈ મસલત માટે ગયા છે, અને પૃથ્વી પર એક જ રાતમાં પાછા આવે છે એનો એ દેખાવ છે.

આખા ચિત્રમાં સ્વર્ગનો માર્ગ બધો રંગે મઢ્યો લાગે છે. આપણે પણ ઊંચકાઈ જઈએ છીએ. પેગંબર સાહેબ સ્વર્ગના પાંખોવાળા પરી જેવા બુરાક(ઘોડા) પર બેઠા છે. બુરાક તારાવાળી રાત્રીના ઊંડાણમાં ઊડયો જાય છે. પ્રકાશની જ્યોતો બધે ફેલાઈ રહી છે. ફિરસ્તાઓનો સરદાર ગેબ્રિયલ સુગંધીધૂપ લઈને આગળ માર્ગ કરે છે.

ચારે દિશાઓથી પરીઓ અને ફિરસ્તા સત્કાર કરવા ઊતરી પડયાં છે. દરેકના હાથમાં કીંમતી લોટો છે. સ્વર્ગીય ખજાના અને અમૃત જેવાં ફળો લઈ લઈને એ બધાં સામે આવે છે. નીચે નાની સરખી પૃથ્વી હવામાં લટકી રહી છે.

આખું વાતાવરણ પવિત્રતા અને ચમત્કારથી અદ્ભુત બન્યું છે.

નિઝામીની કલ્પના અનુસાર દોરાયલું 'પશુઓની વચ્ચે મજનૂન' નામનું એક ચિત્ર ઈસુની સોળમી સદીનું છે. એમાં લયલાના પ્રેમથી પાગલ બનેલો મજનૂ અર્ધનગ્ન દશામાં એક હરણને રમાડતો બેઠેલો આપણે જોઈએ છીએ. ઘોર વનનો પહાડી પ્રદેશ છે. અસંખ્ય પશુઓ ચારે તરફથી દોડી રહ્યાં છે. વાઘ, સિંહ, હરણ, સાબર, શિયાળ, દીપડા ઇત્યાદિ ઘણાં પ્રાણીઓ છે. પર્વતોની ટોચો, તળેટીઓ, તળાવ, વૃક્ષો એવું ઘણું આ ચિત્રમાં ભાવવાહી રેખાઓથી બહુ સફળ રીતે દોરવામાં આવ્યું છે.

દુન્યવી ઈશ્કનો—ઈશ્કે ઈલાહીનો—સૂચક દારૂ એટલે ભક્તિરસ, પાગલપણું એટલે આત્માની પરમાત્મા માટેની ઝંખના : એ બધું ઈરાની સાહિત્યમાંના સૂફીવાદનું કવિત્વ આ ચિત્ર દોરાયું તે પહેલાંથી ઈરાની સંસ્કૃતિમાં પ્રવેશ કરી ચૂક્યું છે. લયલામજનૂનની વાર્તા તો મશહૂર છે, પણ ચિત્રની વાંકીચૂંકી રેખાઓ જાણે દુન્યવી સુખની આંટીઘૂંટીમાંથી એક પ્રભુપ્રેમ સિવાય બીજો માર્ગ જ નથી એમ બતાવતી, જીવને ગૂંચવી નાખતી હોય એમ સૂચવવા દોરાઈ હોય એમ લાગે છે. જેવો એ કિસ્સો હૃદયવેધક છે તેવું આ ચિત્ર છે.

પછી સત્તરમી સદી આવે છે, અને હિંદુસ્તાનના મુગલ સમયમાં ઈરાની કલા જે અત્રે ખીલી તેના બેત્રણ નમૂના આપણે જોઈએ.

•

હિંદના આ ચિત્રમાં એક ઈરાની કવિ, અદ્વિતીય શોભાથી મોહક બનેલી વસંત ઋતુમાં, એક બાગને ખૂણે પૂરા ઠાઠથી બેઠા છે. હાથમાં ચામડાના કલામય પૂંઠાથી શોભતું પુસ્તક છે. શરાબની

અરણીઓ, પ્યાલા ઇત્યાદિ શેતરંજ પર વ્યવસ્થાથી ગોઠવવામાં આવ્યાં છે.

આમ છતાં, કવિ ગંભીર વિચારોમાં નિમગ્ન છે. બાહ્ય જગતમાંથી જાણે એ આંતરિક જગતમાં ઊંડા ઊતરતા લાગે છે. ઇન્દ્રિયોના નશામાંથી જાણે એ આત્માના નશામાં ચડી જાય છે. મીઠાં ફળ અને સુગંધીદાર ફૂલો મૂકી એ ઊંડા અતીન્દ્રિય સુખનો વિચાર કરે છે, અને આ ઉદ્યાનના સૌંદર્ય પરથી અમર ભૂમિનું સૌંદર્ય પ્રાપ્ત કરવા જાણે નિશ્ચય કરે છે!

આ અને આવાં ચિત્રો દિલ્લી અને આગ્રામાં દોરાયાં છે. એ આપણી મુગલ સમયની શિષ્ટ ચિત્રકલાના સુંદર નમૂના છે.

બ્રિટિશ મ્યુઝિયમમાં ઈસુની સત્તરમી સદીનું, શાહજહાં બાદશાહ એમના ગુરુનાં દર્શને ગયા છે એ વિષયનું, ચિત્ર છે. અહીં આપણે તાજમહેલના બાંધનાર આખી આલમના અધિપતિને નમ્રતાથી ધાર્મિક બોધ સાંભળતા જોઈએ છીએ.

બાજૂ પર શાહજાદા અને દરબારીઓ બેઠા છે. તળાવ છે. સારસની જોડી છે.

દૂર ભાગોળે સ્ત્રીઓ પાણી ભરે છે. ખેતરો છે. ઝાડો પર પક્ષી બેઠાં છે. મસ્જિદો દૂર જણાય છે. કોસ ફરે છે.

અહીં બાદશાહ પોતાની બાદશાહી ભૂલી મુમુક્ષુ બનીને બેઠા છે, અને એ જ દશ્યથી આપણે આ ઈરાની કલા ધર્મવિચારમાં કેવી ઓતપ્રોત થઈ ગઈ છે તે જોઈને આ વિષય બંધ કરીશું.

કલા જ્યારે જ્યારે મોજશોખની વસ્તુ બને છે ત્યારે ત્યારે એણે માણસોની અને દેશોની ખરાબી કરી છે. જ્યાં સુધી એ ધાર્મિક જીવનની પ્રેરક રહે ત્યાં સુધી એ આપણા પૂરા આદરને પાત્ર રહેવી જોઈએ.

જેની ચારે તરફ દુન્યવી સુખનો પાર નથી એવો માનવી પણ જ્યારે મોજશોખ ભોગવીને થાકે છે પછી એને કંઈ ગમતું નથી. પછી કંઈ વધારે વખત ચાલે એવા શાશ્વત સુખની શોધમાં એ નીકળે છે. સંસારની તમામ વસ્તુઓ મૂકી પછી એ કોઈ લીલી–શીળી છાયામાં બેસવા જાય છે, અને એ લીલી શીતળતામાંથી મનને લાંબો વખત શીતળતા આપે એવા કોઈ વિચારો એને પ્રાપ્ત થાય છે.

ચક્રવર્તી શહેનશાહ શાહજહાંને આવી કોઈ શીતળતા શોધતા આપણે આ ચિત્રમાં જોઈએ છીએ.

# નૃત્યકલા

**મકાનો** બાંધવાની અને નાચવાની એ બે કલાઓ મુખ્ય અને પુરાણી છે. મનુષ્યજીવનમાં આંતરિક ભાવો પ્રદર્શિત કરવાની જે જે કલાઓ છે તેમાં નૃત્ય એ સૌના મૂળમાં છે, અને મકાનો બાંધવાની કલા કે સ્થાપત્યકલા તે મનુષ્યદેહની બહાર રહેલી જે કલાઓ છે તેમાં સૌથી શરૂઆતની કે મૂળમાં રહેલી છે. આંતરિક ભાવોનું પ્રદર્શન મનુષ્ય નૃત્યથી કરતો અને દેહની બહાર જે જગત છે તેને અનુસરીને રહેલા ભાવો તથા લાગણીઓને મૂર્ત સ્વરૂપ આપવા માટે મનુષ્ય છેક જંગલી અવસ્થાથી મકાનો બાંધવા લાગ્યો હતો.

સંગીત, અભિનય અને કવિતા એ એક જ મહાન પ્રવાહનાં અંગ છે. મનુષ્યચેતનની પ્રવૃત્તિનો એવો બીજો પ્રવાહ તે શિલ્પ, ચિત્રવિદ્યા, યોજના અને માપથી જે જે કલાઓ ઉદ્ભવે છે તે છે. મકાનો, દેવળો, પુલો, બાગબગીચા, રાજ્યમહેલો, ઓવારા, નગરરચના, યાત્રાનાં સ્થળો એ બધું બાહ્ય જગતની સાથે મનુષ્યને જે મીઠા સંબંધો ઉપજાવવાના છે તેમાંથી ઉદ્ભવે છે.

આંતરિક ને બાહ્ય આ બે જગતની કલાપ્રવૃત્તિઓની બહાર બીજી કોઈ મુખ્ય કલાઓ નથી. મનુષ્ય પૃથ્વી પર અવતર્યો તે પહેલાંની આ કલાઓ અવતરી છે, અને એમાં યે નૃત્ય સૌથી પહેલાં આવિર્ભાવ પામ્યું છે.

પૃથ્વી ઉપર જ્યારે મનુષ્યો ન હતાં ત્યારનાં પક્ષીઓનાં જીવનમાં અવલોકન કરતાં એમ પણ લાગે છે કે, નૃત્ય અને બાંધકામ-કલા એ બન્ને એક જ ઊર્મિનાં પરિણામ હોય. એક લેખક, 'ઝૂલોજિસ્ટ' ('પ્રાણીશાસ્ત્રી') સામયિકના ડિસેમ્બર, ૧૯૦૧ના અંકમાં સૂચવે છે એમ, મકાનોનું સૌથી મૂળ રૂપ પક્ષીઓના માળા છે, અને એ બાંધવાની પ્રેરણા પક્ષીઓને વિષયસંભોગના તાન માટે થતાં નૃત્યોમાંથી અકસ્માત પ્રાપ્ત થઈ ગઈ હશે.

આમ હોવાથી નૃત્યની અસર મનુષ્યસ્વભાવમાં અતિ ઊંડી રહેલી છે; અને, એનું આકર્ષણ પણ સનાતન છે. બાળકો તાલ દેતાં આનંદથી કૂદે છે, અને તત્ત્વજ્ઞાનીઓ પોતાના વિશ્વવ્યાપી વિચારોના તાનમાં નિરંકુશ ઊછળ્યા કરે છે. આ બંને અજાણતાં પણ સૃષ્ટિમાં જે તાલબદ્ધ નિયમન વ્યાપી રહ્યું છે તેનું અનુકરણ કરે છે. નૃત્યકલા તરફ જો આપણે બેદરકાર રહીએ તો પાર્થિવ જીવનનું દિવ્ય દર્શન સમજવામાં આપણે નિષ્ફળ રહીએ છીએ, એટલું જ નહિ, પણ આધ્યાત્મિક જીવનનું સર્વોત્કૃષ્ટ સૂચન કરવા પણ આપણે અશક્ત રહીએ છીએ.

વિશાળ અર્થમાં નૃત્યકલાનું મહત્ત્વ આ પ્રકારનું છે. સમગ્ર જીવનની જે જે અસરો આપણને પહોંચી શકે છે તે તે અસરોની તાલમયતા, તેમ જ સમગ્ર મનુષ્યજીવન તથા ચેતનતત્ત્વના વ્યાપારોમાં, અવ્યક્ત રૂપે વ્યાપી રહેલું સંગીત, એ બંને, મૂર્ત રૂપ ધારણ કરીને, નૃત્યદ્વારા, આપણે બરાબર સમજી શકીએ એવી રીતે, નાના પ્રકારની અસરો કરે છે. નિહારિકા, ગ્રહો, ઉપગ્રહો અને તારાઓ તેમ જ નક્ષત્રોના જે અદ્ભુતભવ્ય રાસ ચાલી રહ્યા છે તે ઉપર સહેજ પણ ધ્યાન ધરો! અને પછી આપણી આ નાની પૃથ્વીના કોઈ સમુદ્રકિનારે ઊભા રહો! જલધિતરંગોના તાલ ત્યાં પણ કેવા જામી રહ્યા છે! 'સાગરસંગીત' એ શું માત્ર કવિઓની કલ્પના છે?

એકધારો તાલ દઈને નિયમિત માપસર ગતિ કરતાં દરિયાનાં મોજાં કોઈ ગૂઢ લાસ્યનૃત્ય કરતાં હોય એમ નથી લાગતું?

આ જ પ્રમાણે જગતમાં એક જાતનો અદ્રશ્ય તાલ જામેલો રહે છે, અને એ તાલોનું સંગીત પણ વહી રહેલું છે. સંગીતમાં નૃત્ય, ગીત ને વાજિંત્રોનો સમાવેશ થાય છે. એવું દિવ્ય સંગીત આખા વિશ્વમાં માધુર્ય રેલી રહ્યું છે.

પ્રેમ અને ધર્મના વ્યાપાર મનુષ્યોએ પુરાણા સમયથી નૃત્ય-દ્વારા વ્યક્ત કર્યા હતા એમાં નવાઈ નથી. કારણ કે, એ બંનેમાં લોકો પોતાની કુદરતી ઊર્મિઓને જ શુદ્ધ ભાવથી અનુસર્યા હતા. પણ પછી તો ધીમે ધીમે યુદ્ધ, મજૂરી, રમતગમત ને કેળવણીના કાર્યક્રમોમાં પણ નૃત્ય દાખલ થઈ ગયું, ને એ પરથી અસલના કેટલાક ડાહ્યામાં ડાહ્યા તત્વજ્ઞાનીઓએ નક્કી કર્યું કે, નૃત્યના નમૂના ઉપરથી જ આપણે નીતિશાસ્ત્ર રચવું જાઈએ. ઘણી પ્રાચીન સંસ્કૃતિઓએ નૃત્યના ધોરણ પરથી જ નીતિના નિયમો રચ્યા હોય એમ લાગે છે.

આમ છે તો પછી નૃત્યકલા મનુષ્યસમાજને માટે કેવી ગંભીર અર્થવાળી વસ્તુ થઈ પડે છે તેનો વિચાર કરો! ઘણી બાજૂએથી તીક્ષ્ણ રૂપે આપણાં હૃદય ને મન પર તે નાના પ્રકારની ઊંડી અસરો ઉપજાવે છે.

સમગ્ર સંસારનું અવલોકન કરો! મનુષ્યો પોતાના જીવનની ઉચ્ચ અને ગંભીરમાં ગંભીર ક્ષણોએ કેવી પ્રેરણાઓની અપેક્ષા કરે, એ દૃષ્ટિથી નૃત્યકલાને સમજવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

જંગલમાં વસતી રાનીપરજ જાતો પોતાનો ધર્મ બોધીને નહિ, પણ નાચીને સમજાવે છે. આદિ કાળની કોમોમાં પણ મનુષ્ય પોતાનું સમગ્ર અંતર નૃત્ય દ્વારા જ દર્શાવતો હતો. મહાકાવ્યોની યે પહેલાં મનુષ્યજાતિમાં મહાન રાસ કે મધુર અને અદ્દભુત નૃત્યો રચાયાં છે.

પુરાતન પ્રજાઓમાં જીવનનો મોટો ભાગ ધર્મ રોકતો હતો, તેથી ત્યાં નૃત્યનું સ્વરૂપ બહુ જ ધાર્મિક મહત્ત્વવાળું રહેલું. એમની પૂજા અને પ્રાર્થના નૃત્ય દ્વારા જ થતાં. જન્મ, લગ્ન, ઋતુઓના ફેરફારના સમય, દુષ્કાળ, વર્ષા, યુદ્ધવિરામ, જીવનના ઉલ્લાસ અને મૃત્યુનાં દુ:ખ, એ તમામ સમયનાં વિવિધ નૃત્ય હતાં. ખેતીના પાક લેવાનો સમય, વસંતઋતુનો સમય ઇત્યાદિ સમય સમયના ઉત્સવો યોજાતા, અને એ ઉત્સવોમાં સમય સમયને અનુકૂળ નૃત્ય થતાં હતાં.

પુરાણી પ્રજાઓના દેવો પણ નાચતા, આકાશમાં તારાઓ નાચતા, અમે નાચવું એ, દેવો અને તારાઓને પગલે પગલે ચાલવા જેવું, મહાન વિભૂતિઓનું અનુકરણ ગણાતું. આમ, દેવોનાં કર્તવ્ય-કર્મમાં મનુષ્યો નૃત્યથી ભાગ લેતા, અને દેવોની પાસે એમની રાહમાં રહીને, તે સમયના લોકો પોતાની મનોકામનાઓ સિદ્ધ કરાવતા.

'મા, તું પાવાની પટરાણી
કે ગરબે નીસરી રે લોલ. !'

એવાં આપણા જેવાં જ દેવદેવીઓ, આપણાં જીવનમાં સાથેસાથે આપણને સહાય કરવા પૃથ્વી પર ઊતર્યાં છે એવી યોગદૃષ્ટિ, સામાન્ય અભણ લોકો પોતાનાં નૃત્યોમાં બધા દેશોમાં અનુભવતાં જોવાયાં છે. તારાઓ જેમ સૂર્યની આસપાસ ફરે છે તેમ યજ્ઞરૂપી સૂર્ય બનાવીને કે કોરેલા ઘડામાંથી જરા જરા ઝબૂકતા દીવાનો પ્રકાશ જોતાં જોતાં, લગભગ બધી જ પ્રજાઓના પૂર્વજો, રાસ ખેલતાં હતાં. અસલના વખતમાં સૃષ્ટિના કલ્યાણકારી નિયમોનો લાભ લેવા માટે જ જાણે નૃત્યો યોજાયાં હોય એમ ખાતરી થાય છે.

અમેરીકાના મૂળ વતની રેડ ઇન્ડિયનોમાં જાતજાતના અને ઊંડી ઝીણવટથી જુદાજુદા અર્થ સમજી શકાય એવી રીતના ઘણા નાચો છે. આજ પણ ભક્તિના આવેશમાં પ્રાર્થના અને ભજનો સાથે

તુર્કી દરવેશો આનંદસમાધિમાં લીન થઈ જઈને અદ્દભુત રહસ્યમય નૃત્ય કરે છે.

ધાર્મિક નૃત્યો કોઈ વાર ભકિતના ઉલ્લાસથી પ્રેરાયેલાં, અને કોઈ વાર દેવદેવીઓનાં રસિક કે ભવ્ય જીવનના અનુસરણમાં, અભિનય સાથે, નાટ્યપ્રયોગો થતા હોય એવાં પણ હોય છે. આપણા રાસધારીઓ ને ભવાઈ કરનાર બ્રાહ્મણો હતા. મુરલીઓ ને ભોજક લોકોનાં નૃત્ય તથા નાટકો મંદિરોમાં જ થતાં હતાં.

અને, આ બધું તદ્દન કુદરતી છે. જગતની અલક્ષ્ય વિભૂતિમાં પ્રવેશ કરવાના આ બધા જુદાજુદા રસ્તા છે. ભકતજનો અને સાધુસાધ્વીગણ અનાદિ કાળથી પરમાત્મતત્ત્વને શોધી રહ્યાં છે. નૃત્યની ઉલ્લાસમય ગતિથી એક જાતનો ભકિતભાવનો નશો ચડે છે, અને એ નશાની કોઈ ધન્ય ક્ષણમાં પોતાની જાતને ભૂલી જઈ ભકતજન પ્રભુ સાથે ક્ષણભર પણ લીન થઈ જઈને યોગનું પરમ સુખ અનુભવે છે.

આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાંથી ડમરુ સાથે નાચ કરતા શિવભકતો તાંડવ નૃત્ય કરતા હતા. એ નૃત્ય પણ આનંદસમાધિ જેવું, જીવશિવની એકતાનો અનુભવ કરાવે એવું, પ્રબળ હતું. પાછળથી એ તાંડવ નૃત્ય તો પૂજા માટેનું ને અર્થસૂચક નૃત્ય થઈ પડયું. ઈશ્વરની અનંત પ્રવૃત્તિ છતાં અપાર શાન્તિનું સૂચક એ નટરાજનું નૃત્યને હિન્દુ પ્રજા અદ્દભુત ગણી રહી છે. કોઈ પણ પ્રજા આદર્શ નૃત્યના એવા ભવ્ય સ્વરૂપથી વ્યાજબી રીતે ગૌરવ પામી શકે.

હર્ષ, શોક, શૃંગાર, વીર, કરુણા ઇત્યાદિ રસો ધીમેધીમે નૃત્ય અને નાટકોમાં ઊતર્યા એ વાત ખરી, પણ ઉત્તમ કલાકારો, અભિનયકલા દ્વારા, સંસારમાં જે જે પ્રસંગો મનુષ્યજીવનને હલાવી નાખે છે તેનો આબેહૂબ ચિતાર આપણી સમક્ષ રજૂ કરી દે છે. એ લોકો પણ મનુષ્યજીવનના જુદાજુદા પ્રસંગોના સર્જક

બને છે, અને દેવતાઈ કામ કરે છે. પ્રભુના જાણે એ સેવકો બને છે. જે સૃષ્ટિનું રહસ્ય નરી આંખે આપણે જોઈ શકતા નથી તે નૃત્ય, અભિનય અને નાટકો દ્વારા તે કલાકારો આપણી સમક્ષ ખડું કરે છે. નૃત્યોની પાછળ દેવોનાં જીવનરૂપી નાટકનો ઇતિહાસ રચાય છે. ભકત એ નાટકમાં પોતાનું સ્થાન ઝટ સમજી જાય છે, અને પછી કર્મકાંડ તથા પૂજાવિધિઓ યોજાય છે.

જ્યાંજ્યાં ધર્મો અધોગતિને નહોતા પામ્યા ત્યાંત્યાં, જગતભરમાં, નૃત્ય બહુ અગત્યનો અને મહત્ત્વનો ભાગ ભજવતું જોવામાં આવ્યું છે; અને, હજી પણ જેનાં આધ્યાત્મિક જીવન ફિક્કાં, લોહી વગરનાં અને નિર્બળ નહિ હોય તથા જ્યાંજ્યાં માત્ર બુદ્ધિની ડાહી ડાહી વાતોમાં જ ધર્મ રહેલો નહિ ગણાતો હોય, ત્યાંત્યાં એક કે બીજા રૂપમાં નૃત્ય આવશે જ. અભિનય, નાટક, ભાવનાનો ઉલ્લાસ, ગરબા, રાસ, ભજનકીર્તન, પૂજાપાઠના ચિત્તાકર્ષક દેખાવો એ બધું ઉચ્ચ જીવનના ઘડતરમાં યોજાશે, અને બાન્ટુ જાતના લોકો 'તમારો શો ધર્મ ?' એમ નહિ પૂછતાં એકબીજાને 'તમે શું નાચો છો ?' એમ જે હાલ પણ પૂછે છે તે જ પ્રમાણે આપણે પણ એકબીજાને પૂછીશું કે, 'તમે શું નાચો છો ?'

નૃત્ય જેમ ધર્મની સાથે ગાઢ સંબંધ ધરાવે છે તે જ પ્રમાણે પ્રેમ સાથે પણ એનો સંબંધ એટલો જ ગાઢ છે. પ્રેમ અને નૃત્યનો સંબંધ તો મનુષ્યો પૃથ્વી ઉપર ઉત્પન્ન પણ નહોતાં થયાં ત્યારનો જૂનો છે.

પતંગિયાં, જીવડાં, જીવજંતુ અને પક્ષીઓમાં, લ્યુશિયન કહે છે કે, નૃત્ય પ્રેમનું મુખ્ય અંગ છે. પ્રણય અને સંવનનમાં નર નાચે છે. માદાના મનનું હરણ કરવા કેટલીક વખત તો બીજા નરોની હરીફાઈમાં એ નૃત્ય કરે છે. પછી કોઈવાર થોડી કે કોઈવાર જરા વધારે વાર થાય એટલે માદા પણ એને નાચતો જોઈને ઉશ્કેરાય

છે. નાચનું અંતિમ પરિણામ પ્રેમીઓના દેહના મિલનમાં આવે છે. આંચળવાળાં પ્રાણીઓમાં નૃત્ય બહુ જ થોડું ખીલ્યું છે, પણ પક્ષીઓમાં તો એનો વિકાસ બહુ સુંદર થયો છે. કબૂતરો, કૂકડાઓ અને મોરની નૃત્યકલા જોવાલાયક હોય છે!

બરડાની કરોડવાળાં અને આંચળવાળાં પ્રાણીઓની શક્તિ એમના શરીરની ક્રિયાઓમાં એટલી બધી પ્રસરી જાય છે કે, એ બરાબર નાચી શકતાં નથી; પરંતુ વાંદરાં અને માંકડાંના જીવનનું સૂક્ષ્મ અવલોકન કરનાર ડૉ. લૂઈ રૉબિન્સન કહે છે કે, શિમ્પાન્ઝીના નબળા પગની તાણ આવતી હોય એવી રીતના મચકામાંથી નૃત્યકલાના સ્વર્ગીય રસાયણોને ઉપજાવી પાકૃલોવાએ નૃત્યની દિવ્ય ગતિ સર્જી છે.

જીવજંતુઓ અને પક્ષીઓનાં પુરાણ કાળથી ઊતરી આવેલાં પ્રેમનૃત્ય, આફ્રિકા તેમ જ બીજા ભાગના જંગલી લોકોમાં આવિષ્કાર પામ્યાં છે, અને સુધરેલી પ્રજાઓમાં પણ રૂઢિઓમાં ઢંકાઈને તેમ જ શૃંગાર રસની પૂજાનાં સ્વરૂપમાં જુદેજુદે રૂપે હાલ પણ તે નૃત્ય ચાલે છે. જે પ્રકારનાં નૃત્ય આજે ઇન્દ્રિયવિલાસ તેમ જ વિષયવૃત્તિની ઉશ્કેરણી કરતાં જણાવાથી વાંધાભરેલા લાગે છે તે મૂળ તો પ્રેમનૃત્યો જ હતાં.

નૃત્યમાં વિવેક વગરના નિર્લજ્જ અંગમરોડ એવા પ્રકારના થવા લાગ્યા, જેનાથી માત્ર કામવાસના જ ઉશ્કેરાય. પરંતુ, કુદરતમાં તેમ જ જંગલી ગણાતી પૃથ્વીભરની રાનીપરજ જાતોમાં તો શૃંગાર નૃત્યો એ જ કારણથી અમૂલ્ય ગણાય છે.

એ પ્રજાઓમાં નૃત્ય એ સંવનનનો એક પ્રકાર છે, અને પ્રેમમાર્ગે ચડનારને દીક્ષા આપનારી એ કલા ગણાય છે. રાનીપરજ કોમોનાં કિશોરકિશોરી પ્રેમનું શિક્ષણ નૃત્યમાંથી જ મેળવે છે, અને એમાં નિપુણતા મેળવવી એ તો ત્યાં પ્રશંસનીય ગણાય

છે. નૃત્યથી સૌંદર્ય, શક્તિ અને ચતુરાઈ કેળવી સામાના મનનું હરણ કરવું જ જોઈએ. યુવતીની માનસિક સૃષ્ટિમાં એણે પોતાના સ્વરૂપની એવી પ્રબળ છાપ પાડવી જોઈએ કે, આખરે યુવતી પોતાની લજ્જા ને મર્યાદા મૂકી, પ્રેમવાસનાથી ઉશ્કેરાઈ જાય. જીવસૃષ્ટિમાં પણ બધે જ નર મુખ્ય નટ હોય છે, અને નારીઓ તો પાછળથી જોડાય છે.

આ રીતે નૃત્યનો ઇતિહાસ જોતાં જણાશે કે, નૃત્યનો ઉપયોગ પ્રભુભક્તિ અને પ્રેમ ખીલવવા, એમ બે રીતના સાધન તરીકે થયો છે. એનાથી મનુષ્યોની ઘણી શુભ શક્તિઓ ખીલી ઊઠી છે. નૃત્યથી સ્ત્રીપુરુષો ચપળ, બલવાન અને સુંદર બન્યાં છે.

નૃત્યથી રૂપ અને લાવણ્યનો સ્ત્રીઓમાં અને પુરુષોમાં જે વિકાસ થાય છે, સંગીતથી એમના કંઠમાં જે મીઠાશ આવે છે તે ખરેખર મોહક છે ! ભગવાને 'એક છું તે બહુ થવું' એમ જે ઇચ્છા કરી હતી તે ઇચ્છાના રહસ્યનો જ આ સૌંદર્ય, લાવણ્ય અને મધુરતા એ આવિર્ભાવ છે કે નહિ તે નિશ્ચયપૂર્વક તો કહી શકાતું નથી, પણ એ એક અદ્ભુત ચમત્કાર તો છે જ.

પરંતુ, નીતિ વગર તો સમાજ ભ્રષ્ટ થઈ જાય; એનું 'સૌંદર્ય, આરોગ્ય, લાવણ્ય ને માધુર્ય' પણ પતંગિયાંના ક્ષણભંગુર જીવન જેવું બને. તેથી નૃત્યનો ઇતિહાસ જાણી એનો વિવેકસર તેમ જ ધર્મની મર્યાદાઓ બાંધીને સમાજે લાભ લેવો ઘટે છે. રસિકતા, સંગીત અને કલા જીવનને ઉન્નત કરવા માટે છે, અધમ કરવા માટે નથી એ વાત હમેશાં ધ્યાનમાં રહેવી જોઈએ. સોનાની કટારી કેડે બાંધવા માટે હોય છે, પેટમાં ખોસવા માટે નહિ.

પૃથ્વી પરનાં મનુષ્યલોકમાં પ્રાણીવર્ગના શૃંગારી ( Erotic ) નાચ વિશેષ આગળ વધ્યા છે. એમની અસર ઓછી નથી થઈ, પણ વધી છે. સ્ત્રીઓનો પ્રેમ મેળવવા પુરુષો જ એકલા ત્યાં નૃત્ય

નથી કરતા, પણ સ્ત્રીઓ યે પુરુષોનાં મન હરણ કરવા જાતજાતનાં નૃત્ય કરે છે.

નૃત્યથી ખૂબ કસરત મળે છે; એકેએક અવયવ ચપળ બને છે; સહનશક્તિ વધે છે; ચાલાકી આવે છે; સૌંદર્ય તેમ જ રૂપલાવણ્યમાં ઉમેરો થાય છે; રસિકતા, સૌંદર્યગ્રાહકશક્તિ અને મૃદુતાના ગુણ ખીલી ઊઠે છે; હૃદય પ્રેમાળ બને છે; આંગળીઓ, હાથ, પગ, પેટ, મુખ, આંખ, નાક, ભ્રૂકુટી, કપાળ ઇત્યાદિના મનના કદી પણ કાબૂમાં ન આવે એવા સ્નાયુઓ નૃત્યથી કાબૂમાં આવે છે, ને તાલમય અને સંગીતમય બની જાય છે. જે નૃત્યમાં શરીરના તમામ સ્નાયુઓ, યથાયોગ્ય અભિનય તથા અંગમરોડ કરી શકે, તેમ જ સંગીત સાથે એકરસ બની લેશમાત્ર તાલભંગ ન થાય એને સંપૂર્ણ નૃત્યકલા કહીએ.

ધર્મ અને શૃંગારના ક્ષેત્રમાંથી, નૃત્યકલા શિષ્ટ કલા તરીકે ગણાઈ, રાજદરબારોમાં, રંગભૂમિઓમાં અને મેળાઓમાં પ્રસરી છે. એણે પ્રજાજીવનને આનંદ આપ્યો છે, ઉલ્લાસ આપ્યો છે, તેમ જ એના દુરુપયોગથી પ્રજાઓ અધમ પણ બની છે, અને સંસ્કૃતિઓનો નાશ સુદ્ધાં થયો છે.

આમ છતાં, શુદ્ધ નૃત્યકલાનો સુધરેલા જનસમાજમાંથી કદાપિકાળે નાશ થવાનો નથી. એ પણ યુગે યુગે નવા અવતાર લઈને આવે છે. મનુષ્યના આત્માના ઊંડાણમાંથી એ જન્મી છે, અને તેથી આત્માના જેવી જ એની અમરતા છે. વારંવાર એ જીવનની રસસામગ્રીમાં પ્રવેશ કરે છે, અને માત્ર ધર્મ, પ્રેમ તથા કલા તરીકે જ નહિ, પણ નીતિનિયમના પોષણ માટે પણ એને 'કાઢો, કાઢો' કરી હડધૂત કરી તો યે ફરીફરીને એ પાછી આવે છે!

કુદરતી સ્થિતિમાં મનુષ્યનું તમામ કાર્ય એક નૃત્ય જેવું છે. નૃત્ય અને કર્તવ્યકર્મ બંનેની જાત તો એક જ છે, માત્ર એમાં

ગતિની વધઘટનો ફેર છે. બંનેમાં તાલ, માધુર્ય અને રસ તો એકસરખાં જ છે.

આપણે આપણાં કર્તવ્યકર્મ અને આપણી આખી જીવન-લીલા તાલમયતા અને માધુર્યથી ભરપૂર બનાવવી જોઈએ. જેટલાં મહાન કાર્યો છે તે એવા તાલમય સહકાર સિવાય બન્યાં નથી. નગરો, તીર્થો, દેવાલયો અને તાજમહાલો બનાવનાર, એકેએક જણને, ઉચ્ચ આદર્શ ન તૂટે, એવા કલામય સહકારમાં તો તે યોજેલાં રાખવાં પડ્યાં જ હશે. મોટા મેળાઓ, પરિષદો, સમારંભો અને સરઘસો પણ એકરાગ અને સહકારથી જ પાર પડે છે. સંગ્રહ-સ્થાનો, બગીચા, ટાઉનહૉલો, પુસ્તકશાળાઓ એ બધું પણ તાલ-મયતા સિવાય યોજાતું નથી. ભાષાઓનો તથા લિપિનો ઉદ્ભવ અને સમૂહવાદ્યોની ઉત્પત્તિ, તાલમયતા તેમ જ સહકારથી જ થયાં છે. આ બધા ઉપરથી છેવટે નૃત્ય જીવનને તાલમય કરો, એ જ આપણી પ્રાર્થના હોઈ શકે.

'કલાની શરૂઆત' નામના લેખમાં ગ્રૉસે (Grosse) લખે છે કે, મનુષ્યસમાજની સ્થાપના અને સંસ્કૃતિનો ઉદ્ભવ બંને નૃત્યમાંથી જન્મ્યાં છે. રાસમંડળ રચાય છે તેમાં ભાગ લેનાર એકેએક જણને દેહ, પ્રાણ અને મન જોડતાં પડે છે. એક જ ભાવનાથી એમને પ્રેરાવું પડે છે, અને એક જ મનુષ્યની માફક એકત્ર થઈને એમને ઊછળવું પડે છે. સમાજમાં સંપની ભાવના આમ ઉદ્ભવે છે. લડાઈ માટે એકત્ર થવાની જે જરૂર પડે છે તે સંપ થવાનું એક કારણ છે, અને બીજું કારણ નૃત્ય છે. પરંતુ, લડાઈની લાયકાત પણ સમૂહ-નૃત્યમાં સહકાર અને સંપ કેળવેલાં હોવાથી જ આવે છે.

મૂળે, નૃત્યોમાંથી સંઘબળની રચના થઈ છે. અરસપરસ સહ-કારથી બુદ્ધિનો વિકાસ સધાયો છે. વળી, એકલા કામ કરતાં જે

બીક અથવા ભય રહે છે તે આખો સમૂહ જ્યારે એક ઉદ્દેશથી પ્રેરાઈને એકત્ર કામ કરવા તૈયાર થાય છે ત્યારે દૂર થાય છે.

લૂઈ રૉબિન્સન કહે છે તે પ્રમાણે એક ઢોલે, મનુષ્ય સુધારણામાં, સમૂહબળ એકત્રિત કરવામાં બહુ સહાય કરી છે. એને પ્રતાપે હિંમત આવી છે, જુસ્સો વધ્યો છે, અને સ્નેહભાવ તથા શૌર્ય ખીલી ઊઠ્યાં છે. એવા કોઈ ઐતિહાસિક ઢોલના સ્મરણમાં સ્વ. કવિ ન્હાનાલાલે ગાયું છે કે, 'ખૂંગિયો વાગ્યો તો ઢોલ !'

રોમન લોકોમાં યુદ્ધવિદ્યા બહુ ખીલી હતી, પરંતુ એમનામાં યે નૃત્ય અને યુદ્ધને ગાઢ સંબંધ બંધાયો હતો. પવિત્ર યુદ્ધનાં નૃત્ય શીખવવાની ત્યાં કૉલેજ હતી. માર્ચ મહિનાથી એ યુદ્ધનૃત્યો શરૂ થતાં, કારણ કે માર્ચ મહિનો એ યુદ્ધદેવતાનો માસ ગણાતો. સ્થળે સ્થળે એ મહિનાથી વીર રસના નાચ શરૂ થતા હતા, અને મંદિરો તથા વેદીઓ આગળ એમની પુરાણ ભાષાનાં ગીતો સાથે નાચવાનું ચાલતું. શિકારે જતાં કે ધાન્ય લણતાં એમ ભેગી મજૂરી કરવાના જ્યાંજ્યાં પ્રસંગો રચાતા ત્યાંત્યાં, તેવી એકેએક પ્રવૃત્તિ વખતે, જુસ્સો આપનાર ગીતો મૂળ નૃત્ય વખતનાં જ ગીતો માલૂમ પડ્યાં છે.

આ રીતે સમાજવ્યવહારની એકેએક પ્રવૃત્તિના મૂળમાં નૃત્ય રહેલું છે. જનસમાજની કેળવણીમાં અને સંસ્કારના બહોળા અર્થમાં જોઈએ તો આમ નૃત્યની ખાસ કિંમત છે. જેમજેમ પ્રજાઓ પોતાની આત્મપરીક્ષા કરતી થઈ તેમતેમ એનાથી ઉપરની વાત સમજાઈ છે. ચીનમાં એક કહેવત છે કે, કોઈ પણ રાજાનું રાજ્ય કેવું છે એ જાણવું હોય તો એના સમાજમાં નૃત્ય કેવી સ્થિતિમાં છે એ તપાસવું.

ગ્રીક લોકોમાં પણ એમ જ છે. ડોરિયન રાજ્યોની એમની આખી વ્યવસ્થાના મૂળમાં ધર્મ તથા લશ્કરી અને મુલકી વહીવટની નીચે નૃત્ય અને સંગીત હતાં.

પ્લેટો તો ગાતાં અને નૃત્ય કરતાં આવડે તેને સારી કેળવણીનું અંગ ગણતો, અને આધુનિક યુગનો તીક્ષ્ણ બુદ્ધિવાન તથા બહુશ્રુત કેળવણીકાર સ્ટેઈનલી હૉલ નૃત્યકલાની અધોગતિ થઈ છે તે માટે શોક કરે છે. નૃત્યનો પુનરુદ્ધાર કરવા એ આગ્રહ કરે છે, અને કહે છે કે, જ્ઞાનતંતુઓની મજબૂતી તથા અવયવો પરના કાબૂ વધારવાથી યુવકયુવતીઓના અંગોની શોભા વધશે, મનોવૃત્તિઓ અને લાગણીઓ કેળવાશે, નિશ્ચયબળ અને સ્વરૂપ સુધરશે, તેમ જ લાગણીઓ તથા બુદ્ધિને સમતોલ બનાવી નૃત્યકલા દેહ, મન અને હૃદયને બળવાન કરશે.

આમ છતાં, એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, પ્રજાઓની નીતિ ભ્રષ્ટ કરવામાં જ્યારે ને ત્યારે એ જ નૃત્ય સાધનભૂત થયું છે. જે નીતિને જન્મ આપનાર નૃત્ય હતું તે જ નૃત્યે, કોઈ માતૃદ્રોહી ઉદ્ધત સંતાનની માફક, નીતિનો ઘાત કરીને પોતાની જાહોજલાલી સૈકાઓ સુધી સાચવી રાખી છે.

યુરોપના સુધારવાવાળાઓએ પાપડી ભેગી ઘણી ઇયળો પણ બાળી નાખી. પ્યુરિટૅનિઝમનો[1] જુવાળ પ્રસર્યો તેણે મૂર્તિઓ, મેળા, પૂજાવિધિઓ અને ગ્રામજીવનની ઘણી મનોહરતાઓ ડુબાડી દીધી. નૃત્યના બદલામાં પ્રજાઓને શું આપીશું એનો વિચાર કોઈએ કર્યો નહીં. આખા યુરોપમાંથી ધર્મસુધારકોએ નૃત્યકલાનો નાશ કર્યો, અને એનું પરિણામ એ આવ્યું કે નાચ ન કરવા દીધા ત્યારે લોકો દારૂનાં પીઠાના ભકત બન્યા, અને પહેલાં જે 'વાયોલિન' લઈને નાચતા તે હવે એકલો દારૂ પીને નાચવા લાગ્યા!

પણ, પ્રજાજીવનમાં નૃત્યનું સ્થાન ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિએ અવલોકીએ છીએ ત્યારે નૃત્યકલાનો ઉદય અને અસ્ત આપણને પ્રજાના ઉદય અને અસ્તની સાથે સાથે જોવા મળે છે. પછી તરત જોઈ શકાય

૧ ધર્મસુધારણા

છે કે નૃત્યકલાને દબાવીને આપણે કંઈ ખાસ લાભ મેળવી શકતા નથી, પરંતુ ઊલટાં નુકસાન વધારે વહોરીએ છીએ. યુગે યુગે, પ્રજાઉન્નતિનાં બીજાં સાધનોની માફક, નૃત્યને પણ આપણે ઉચ્ચ અને આદર્શ સ્થિતિએ રાખવાના પ્રયત્નો કરવા જોઈએ, અને એટલું જો થયા કરે તો નીતિને બગાડવાનું નહિ, પણ ઊલટી એને ઉચ્ચ સ્થિતિએ લાવી મૂકવાનું કામ નૃત્ય કરી શકશે. જીવનને પોષનારાં શુદ્ધ અને ઊંડાં નિર્મળ જળનાં ઝરણ નૃત્યકલામાં રહેલાં છે. એ કલા પવિત્ર છે; ઉચ્ચ છે. જીવનને તે મહાન ગતિ આપે છે. સૌ કલાઓમાં એ સુંદરમાં સુંદર છે, અને એનું કારણ એ છે કે સમગ્ર જીવનનું ભાષાંતર કે ભાવાર્થ જ એમાં ભરેલો નથી, પરંતુ એ પોતે જ આનંદથી ડોલી રહેલું જીવન છે. આપણાં જીવન જ એનાં બનેલાં છે. નૃત્ય ન કરી જાણે તે પણ નાચનારાંના તાલે તાલે ડોલી તો જાણે જ છે.

નૃત્યમાં ગૂઢ અર્થ ભરેલો છે. માર્કસ ઑરેલિયસ 'સ્ટૉઈક'* હોવાથી જો કે જીવનકલાને મલ્લકુસ્તીની કલા જેવી કહેતો તેમ છતાં ઘણી વાર એ એને નૃત્યકલા સાથે પણ સરખાવતો હતો. બ્લેક પણ એવા જ કવિત્વભાવથી કહેતો કે, 'જીવનરૂપી મહાન નૃત્ય ચાલી રહ્યું છે એમાં મારે પણ એવો કોઈ વેશ ભજવવો છે કે આકાશમાર્ગે ઊભા રહીને દેવલોકો એને જોયા કરે.' નિટ્શે જીવનકલાને એક પ્રકારનું નૃત્ય જ કહે છે. 'સેંકડો લટકતી નાગી તલવારોની નીચે, આ સંસારમાં મનુષ્ય પોતાના આત્મા પર કાબૂ મેળવી, સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે. નૃત્યના તાલે તાલે એ નાચતો જાય છે, અને એ તલવારો વાગે નહિ એવી ચાલાકી ચલાવી એ જીવનમાધુર્યનું પાન કરે છે.' પોતાની શૈલીને પણ એ નૃત્યશૈલી કહે છે. 'જે દિવસે મારી લેખિની નૃત્ય ન કરે તે દિવસને હું છૂટી પડયો ગણું છું.' જીવનની શરૂઆતથી જંગલી દશામાંથી સુધારાની સ્થિતિમાં લાવનાર વિદ્વાનો નૃત્યના

* સંયમમાર્ગી.

ભકત હતા, અને આધુનિક ભકત—તત્ત્વજ્ઞાનીઓ જ્ઞાનની મસ્તીમાં ગાંડા જેવા બની જઈને લોહીલુહાણ થઈ ગયેલા અવયવો બતાવીને વિચારસૃષ્ટિમાં ભૂલભૂલામણી ઉપજાવે એવાં નૃત્ય જ રચી રહ્યા છે. જ્ઞાનને પરિણામે એમના આત્મા નાચી ઊઠયા છે, અને આસન પર બેઠાબેઠા એ પણ પ્રભુદર્શનથી ડોલે છે!

હિન્દની માફક યુરોપઅમેરિકામાં પણ નૃત્યકલા અધમ દશાએ પહોંચી હતી. એને શિષ્ટ સ્થિતિએ પહોંચાડવાનું માન રશિયાનાં સ્વ. આના પાવલોવાને ઘટે છે. એ જ પાવલોવાએ શ્રી ઉદયશંકરમાં રહેલી ગુપ્ત શક્તિઓને શોધી આપી, અને આજે તો શ્રી ઉદયશંકર નૃત્યકલામાં મહાન પુરુષ થઈ પડયા છે. એમણે પ્રથમ તો ભારતવર્ષનાં નૃત્યો યુરોપમાં કરવા માંડયાં; પરંતુ, એમાં વાજિંત્રો યુરોપીય અને ભાવ આર્યાવર્તના હતા, એટલે એનો મેળ ખાતો ન હતો. આથી માત્ર વાજિંત્રો માટે એ આખા હિન્દમાં ફર્યા, અને આપણાં તરેહવાર વાજિંત્રો અને એના વગાડનાર એ મેળવી શકયા. આજે એમનાં નૃત્ય શુદ્ધ આર્ય સંસ્કૃતિ દર્શાવનારાં છે. આપણી કથાવાર્તાઓ, આપણું લોકહૃદય અને આપણી ધર્મભાવનાઓને એ આપણાં જૂનાં નાટયશાસ્ત્રના નિયમાનુસાર દર્શાવે છે. છતાં, એ કેવળ બાપકર્મી નથી. પ્રાચીનમાંથી એમણે નાટયશાસ્ત્ર, નૃત્યકલા, મુદ્રા વગેરે લીધાં હોવા છતાં એ નવાં સર્જન પણ અલૌકિક રીતે કરે છે. એમનાં નૃત્ય જોવાં એ આર્યાવર્તના આત્માનું એક અદ્દ્ભુત દર્શન કરવા બરાબર છે. આપણી પ્રાચીન નૃત્યકલાઓની સર્વોત્કૃષ્ટતા એ રજૂ કરે છે, અને દુનિયાના લોકોને ભારતવર્ષનો આધ્યાત્મિક સંદેશો પણ આપી રહ્યા છે. આપણા અમર આત્માની પવિત્રતા, સત્યતા, સૌન્દર્ય અને આનંદનું પ્રત્યક્ષ દર્શન શ્રી ઉદયશંકરનાં નૃત્યમાં આપણે કરીએ છીએ. અલક્ષ્ય લક્ષ્ય થાય છે, અને એ ઉચ્ચ આત્મજીવન પ્રજા પાછું પ્રાપ્ત કરે તો કેવું બળ મેળવે એની પણ ઝાંખી થાય છે.

અને, આપણી બીજી વિદ્યાઓની માફક, નૃત્યકલા પણ હવે પોતાના પૂરબહારમાં ખીલી ઊઠવાની તૈયારીમાં છે. ભારતવર્ષે પોતાનો ખોયેલો વારસો ધીમેધીમે પાછો મેળવવા માંડયો છે એ જાણીને કોને આનંદ નહિ થાય?

શ્રી ઉદયશંકરની પ્રવૃત્તિ પછી 'મણિપુરી,' 'કથકલ્લી,' 'કથ્થક' અને 'ભરત નાટયમ્' એના મૂળ સ્વરૂપમાં બહાર આવ્યાં છે.

શ્રીમતી રુક્મિણીદેવીએ 'કુટાલ કુરવંજી' નામનાં તામિલ નૃત્યોનો પુનરુદ્ધાર કરવા માંડયો છે. શ્રીમતી રુક્મિણીદેવી કહે છે તે ખરું છે કે ધર્મ એટલે આપણા આત્મામાં રહેલી પ્રભુતાની પીછાન, અને કલા એટલે પ્રભુતાનું પ્રકટીકરણ: એમની નૃત્યકલામાં તેઓ સૌંદર્યનું, માધુર્યનું, પ્રેમનું અને ભ્રાતૃભાવનું પ્રકટીકરણ કરે છે, એટલું જ નહિ, પણ પવિત્રતા, દિવ્યતા અને માનવજીવનના લગભગ બધા જ દૈવી વૈભવનો પ્રત્યક્ષ આવિર્ભાવ કરી બતાવે છે. (નોંધ: આ 'નૃત્યકલા'ના પ્રકરણનો પ્રધાન ભાગ હેવલોક એલિસના વિચારો ઉપરથી તારવ્યો છે.)

# ચિત્રો સંબંધી ટિપ્પણ

પૃષ્ઠની સામે

૧૬ સારનાથમાંની ભગવાન બુદ્ધની મૂર્તિ : એના પ્રશાંત સાત્ત્વિક, અપાર્થિવ અને તેજસ્વી મુખભાવ ઉતારવામાં આર્યોની શિલ્પકલાનો દિગ્વિજય છે.

૧૭ જળાશય આગળ(જાવાનું શિલ્પ) : આઠમા કે નવમા સૈકામાં સુમાત્રાના શૈલેન્દ્ર રાજવંશના રાજાઓએ બોરોબદૂરમાં એક જંગી દેવાલય બંધાવેલું છે. મંદિર બુદ્ધપૂજાનું છે, છતાં એની દીવાલો પર રામાયણ–મહાભારતના આખા પ્રસંગો હારબંધ શિલ્પકલામાં મૂર્તિમંત કર્યા છે.

૩૨ મોહેં–જો–ડેરોમાંથી મળેલા શિલ્પનો એક નમૂનો : મોહેં–જો–ડેરોમાંથી મળેલા પોચા આરસના બનેલા આ શિલ્પ ઉપર અતિ સુંદર રાસાયનિક પ્લાસ્ટર કરેલું છે. નીચું કપાળ, આગળ પડતું નાક, અને ભરાવદાર હોઠવાળું આ શિલ્પ તે સમયના માનવીઓનો ખ્યાલ આપે છે.

૩૩ સાંચીના સ્તૂપના પથ્થરનાં તોરણદ્વાર પરનું ભાસ્કર્ય : આમાં ભગવાન બુદ્ધના જીવનપ્રસંગો, તેમના પૂર્વ જન્મની કથાઓ (જાતક કથાઓ) અને બીજાં મંગળ સુશોભનો કોતરેલાં છે.

૮૯ ભુવનેશ્વર (ઓરીસા) : ઓરિસ્સામાં જગન્નાથપુરી પાસે આવેલાં આ મંદિરો સાતમાઆઠમા સૈકામાં ગંગા વંશના પ્રતાપી રાજાઓએ બંધાવેલાં. શૈવ સ્થાપત્યના ઉત્તમોત્તમ નમૂના સમાં આ મંદિરો દેખાવમાં ભવ્ય તેટલાં જ શિલ્પ-કારીગરીથી ભરચક છે.

૧૧૩ મદનકાય(નર્તકી)ની લાવણ્યભરી મૂર્તિ :, બેલુર(દક્ષિણ હિંદ) મંદિરનું ઈ. સ. ૧૨૦૦ની સાલનું શિલ્પ.

૧૨૯ સિદ્ધપુરના રુદ્ર મહાલયનો એક અવશેષ : ભારતીય સ્થાપત્યમાં બૌદ્ધ કાળ વીતી ગયા પછી બ્રાહ્મણ કાળનો ફરી ઉદય થયો ત્યારે ચણાયેલાં (કોરી કાઢેલાં નહિ) મકાનોમાં ગૂજરાતનાં મકાનો જેવાં જ્વલંત મકાનો હિંદમાં બીજે ક્યાં ય થયાં નથી. લાઘવ તો ગૂજરાતનું જ છે. તેમાં પણ, દેવળની ગોઠવણી (planning), એના અવશેષો ઉપરથી જોતાં, સર્વથી ઉત્તમ વિન્યાસવાદી લાગે છે મૂળરાજ સોલંકીએ રૂદ્ર મહાલય સંવત ૯૯૮માં શરૂ કર્યો હતો, અને સિદ્ધરાજ જયસિંહે સંવત ૧૨૦૨માં પૂરો કર્યો, એવો ઉલ્લેખ એના અવશેષોમાંથી મળી આવે છે.

૧૪૫ અમદાવાદમાં સીદી સૈયદની મસ્જિદની જાળી : અમદાવાદમાં આવેલી સીદી(શહીદ) સૈયદની મસ્જિદમાંની પથ્થરમાં આરપાર કોરેલી અદ્‌ભુત જાળી. એશિયા આખામાં એ જાળીનો જોટો નથી. એ નીચેથી દસ ફૂટ પહોળી ને ઊંચાઈમાં સાત ફૂટ છે.

૧૬૦ શાહઆલમના રોજાનું સુંદર દ્વાર : રોજાના આ દ્વારનાં કમાડ પિત્તળની જાળીવાળાં છે, ને બહુ પ્રાચીન નથી. તેની કોતરણી અમદાવાદના કારીગરોએ કરેલી છે. અમદાવાદના પિત્તળકામનો એ સુંદર નમૂનો છે.

૨૧૬ પ્રજ્ઞાપારમિતા [સરસ્વતી] : આ સુંદર મૂર્તિ જાવામાંથી મળી આવેલી. હાલ જર્મનીના લાઈડન શહેરના એથ્નોગ્રાફિક મ્યૂઝિયમ—માનવવંશવિજ્ઞાનના સંગ્રહસ્થાન–માં છે, ને યુરોપ કે એશિયાની ઉત્તમોત્તમ ભાવનાના મૂર્ત સ્વરૂપ તરીકે તેમ જ કલાની આધ્યાત્મિક પ્રેરણાકૃતિ તરીકે તે અદ્વિતીય લેખાય છે.

## અગત્યની અશુદ્ધિઓ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૫ | નૃત્યકલા | નૃત્યકલા...૨૭૭ |
| ૯ | ૨ | (૧૧૩) | (૧૩૩) |
| ૧૮ | ચિત્ર નીચેનું શીર્ષક | મોહેં-જો-ડેરોનાં સ્નાનાનગરો | મોહેં-જો-ડેરોનાં સ્નાનાગારો |
| ૨૨ | ૧૧ | પ્રયટ | પ્રગટ |
| ૭૩ | ૯ | બાક્ષીસો | બક્ષિસો |
| ૭૪ | ૧૦ | એક પોતાના | પોતાના |
| ૮૮ | ૧૦ | ધોધ્રબંધ | ધોધબંધ |
| ૨૧૫ | શીર્ષકની ઉપર | | [૪] |
| ૨૩૬ | ૨૩૯ | [૧] | [૨] |
| ૨૭૧ | ૧૬ | મિ. જે. વી. એસ. કીનસન | મિ. વિલ્કીન્સન |
| ૨૮૧ | ૧૯ | શાન્તિનું સૂચક એ નટરાજનું | શાંતિનો સૂચક એ નટરાજના |

'૪૨નો 'કુમારચંદ્રક' મેળવનાર આ જ લેખક લિખિત

# રસદર્શન

**મૂલ્ય રૂ. ૨—૧૨—૦**

● " 'રસદર્શન' એટલે સાચા સાહિત્યના ઉપાસકની સૌંદર્યયાત્રા"

('ગુજરાત સમાચાર')

● 'કાકા કાલેલકરની યાદ આપતાં પ્રવાસવર્ણન આમાં છે; મુનશીની યાદ આપતાં સ્થળવર્ણન આમાં છે; ને ગોવર્ધનરામની યાદ આપતાં ભાવવર્ણન આમાં છે........ગૂજરાતની અને ભારતની અસ્મિતા જો આપણે વિકસાવવી હોય તો આવાં ગૂજરાત અને ભારત માટેના ભક્તિભાવથી છલકતાં, કોડીબંધ પુસ્તકો રચવાં જોઈએ છે.' ('ચેતન')

● 'મધુકરની મારફત જનકલ્યાણાર્થે તૈયાર થતું મધ મધપૂડામાં સંગ્રહીત થાય તેમ આ પુસ્તક જનતા અને વાચકોને નીરોગી ને સુવાચ્ય વાચન સામગ્રી સંપડાવે છે.' ('સ્ત્રીજીવન')

● 'દાક્તરસાહેબને આવી વર્ણનાત્મક સુંદર કલાદષ્ટિ વરેલી છે તેનો લાભ ગૂજરાતી વાચકજનતા અચૂક લે એ માટે આ પુસ્તક આદરણીય હોઈને સર્વ સ્થળે વસાવી લેવાવું જોઈએ.' ('પુસ્તકાલય')

● "દાક્તર સાહેબે 'નાના હતા ત્યારે'માં પોતાનાં કિશોર વયનાં સંસ્મરણો આપ્યાં; આ 'રસદર્શન'માં પોતાના સૌન્દર્યાનુભવનાં સંસ્મરણો આપ્યાં. હવે, પોતાની પ્રૌઢ વયનાં અનેકવિધ સ્મરણો ભરી આત્મકથા તેઓ આપે એવી આપણે માગણી કરીએ છીએ."

('સંસ્કૃતિ')

● "જાણીતા સંસ્કારપ્રેમી જાહેર સેવક દાક્તર હરિપ્રસાદ દેસાઈએ આજના યુવકોને જાણે સૌન્દર્ય ને સંસ્કારની પૂજાની દીક્ષા આપવા પોતે પોતાના સંસ્કારઘડતરની કહાણી તેમને સંભારી સંભારીને કહેતા હોય તેવી શૈલીમાં લખેલી 'કુમાર'માં આ જ મથાળા નીચે પ્રગટ થયેલી લેખમાળાને આ પુસ્તક તેને વાજબી રીતે જ ઘટે છે તેવું સ્થાયિત્વ અર્પે છે.'

(શ્રી અનંતરાય મ. રાવળ 'ઊર્મિ અને નવરચના'માં)

**આદર્શ પુસ્તક ભંડાર ભદ્ર : અમદાવાદ**

આ જ લેખક લિખિત

# નાના હતા ત્યારે

**મૂલ્ય રૂ. ૨–.–૦**

● 'બાલમાનસ ને બાલ્યપ્રવૃત્તિનું આવું સુંદર આલેખન આપણે ત્યાં ભાગ્યે જ થયું છે, અને તે પણ વીતેલા જમાનાના આવા સફળ નિદર્શનપૂર્વક....આ પુસ્તક એકેએક વિદ્યાર્થી માટે અનિવાર્ય વાચનરૂપ બની રહેવું જોઈએ.' ('ભારતી')

● 'અંતમાં કહેવું જોઈએ કે, આપણે ત્યાં આત્મકથાનાં જે પુસ્તકો છે તેમાં આનો ઉમેરો આવકારપાત્ર છે.' ('બુદ્ધિપ્રકાશ')

● જીવનચરિત્રના આલેખનનો આ પ્રકાર, કુમારો તેમ જ મોટેરાંઓને, માત્ર રસપ્રદ જ નહિ પરંતુ અનેકવિધ માહિતી આપે છે. ઉપરાંત, ઉચ્ચ જીવન તરફ વાળવા માટે લેખકે બતાવેલાં પગલાંને અનુસરવામાં આવે તો ગૂજરાતના કિશોરો સાચું જીવન જીવતા થઈ જાય' ('પ્રતિમા')

● 'દરેક નવયુવકયુવતીએ વાંચવા જેવી જીવનકથા આ છે. તેમાં જીવનરસની પિપાસા સાથે સદાચારનો ઉત્કટ આગ્રહ, અને તેને માટે જાગૃતિ જોવા મળે છે, તે ગમે એવાં છે; અને, જે નિરાડંબરી શૈલીથી પોતાની વાત દાકતરસાહેબ કહે છે, એ એમના સાદા સ્વભાવનું બરોબર પ્રતિબિંબ છે. અને, એ આખા કથનમાં મજેદાર આછા વિનોદની છાંટણી સાથે ગંભીરતા પણ મેળવાય છે. એવી દાકતરની ભાષણશૈલી આ એમના લખાણમાં ય જોવા મળે છે. ખાસ તો ગૂજરાતીઓ માટે એમનો પ્રેમ વાચકને ચેપક નીવડે એવો છે.' ('શિક્ષણ અને સાહિત્ય')

# અમારાં પ્રકાશનો

### નવલકથા

૯ ઑગસ્ટ ... ૪-૮-૦
ફૂટેલાં સુવર્ણપાત્રો ... ૪-૮-૦
વનવાસ ... ૪-૮-૦
પ્રવાસી ... ૪-૪-૦
પાપણીના સાથિયા ... ૨-૮-૦
જ્યોતિરક્ષા ... ૨-૮-૦
જીજી ... ૧-૮-૦
પ્રેમપત્રો ... ૧-૦-૦
અપર મા ... ૩-૮-૦
પ્રિય બાંધવી ... ૩-૦-૦
અધૂરા ફેરા ... ૨-૮-૦
માનવી ... ૨-૮-૦

### નવલિકા

વિદાય ... ૨-૮-૦
ઝાંઝવાંનાં જળ ... ૨-૮-૦
છેલ્લો પ્રયોગ ... ૩-૦-૦
માલિની ... ૨-૮-૦
પ્રો. ફડકેની વાતો ... ૨-૮-૦
પલાશ ... ૩-૦-૦
માટીના ચૂલા ... ૧-૧૨-૦
અંતરાય ... ૨-૪-૦

### ચિંતન

પ્રેમ અને પુરુષાર્થ ... ૭-૮-૦
લગ્ન-એક સમસ્યા ... ૨-૮-૦
લગ્ન-સાધના ... ૨-૮-૦
જાતીય રોગો ... ૧-૬-૦
પ્રણયસૃષ્ટિનાં પાત્રો ... ૩-૦-૦

### રાજકારણ

ચલો દિલ્હી ... ૫-૪-૦
ગાંધી-ઝીણા મંત્રણા ... ૧-૮-૦
આસામ ... ૦-૮-૦
સરહદ ... ૦-૮-૦
સિંધ ... ૦-૮-૦
અગ્નિપરીક્ષાને અંતે ... ૩-૮-૦
સુભાષબાબુના લેખો અને પ્રવચનો ... ૬-૦-૦

### પ્રકીર્ણ

કળીઓ અને કુસુમો ... ૧-૮-૦
સાંદીપનિનાં રેખાચિત્રો ... ૨-૮-૦
આરામખુરશીએથી ... ૩-૪-૦
ગોમતીચક્ર ... ૨-૪-૦

### બાળોપયોગી

ભગવાનની ભેટ ... ૦-૧૦-૦
પ્રેમમૂર્તિ કસ્તુરબા ... ૦-૬-૦
પલ્લવી ... ૦-[illegible]-૦
વનવગડાની વાતો ... ૦-૧૦-૦
રસપોળી ... ૦-૬-૦
બાલગુંજાર ... ૦-૫-૦
પંદર દિવસનો પ્રવાસ ... ૦-૧૦-૦

### જીવન ચરિત્રો

આચાર્ય કૃપાલાણી ... ૨-૦-૦
જયપ્રકાશ નારાયણ ... ૧-૪-૦
લોકમાન્ય તિલક ... ૩-૦-૦
રવિશંકર મહારાજ ... ૧-૮-૦

## જીવન સાહિત્ય મંદિર

કાલબાદેવી, મુંબઈ ૨ :: ગાંધી રસ્તો, અમદાવાદ



"....તેમાંથી ધીરેધીરે તેઓ ભારતીય કલાનાં સ્વરૂપો તરફ આકર્ષાયા, અને તેના પરમ ભક્ત, પ્રશંસક ને પ્રચારક બની ગયા છે. આજે ભારતની કલાના જબ્બર સમર્થનકાર તરીકે તેઓ ગૂજરાતમાં જાણીતા થયા છે. નિર્મળ જીવનદૃષ્ટિ અને ભાવિક હૃદયથી તેઓ સંસારની સર્વ પ્રવૃત્તિ નિહાળવા ઉત્સુક હોય છે. એટલે, જીવનમાં જ્યાંજ્યાં ને જ્યારેજ્યારે તેમને એવી તક મળે ત્યારે તે ચૂકતા નથી. હિંદનાં શિલ્પસ્થાપત્યમાં તેમણે હિંદની સંસ્કારમૂર્તિ જોઈ, એટલે તેનો અભ્યાસ ને ચિંતન તેમના સહજ વિષય બન્યા છે. એ માટે તેમણે પ્રવાસની એકે તક ગુમાવી નથી, અને જાણકાર વિદ્વાનો તેમ જ ગ્રંથોનો ખૂબ જ ગાઢ પરિચય કર્યો છે...અને પ્રસિદ્ધ કલાકારોનો અંગત સમાગમ પામી તેમનાં જીવન ને કૃતિઓ ઉકેલવા પ્રયત્ન કર્યો છે.... 'કલાને ચરણે' ગૂજરાતની એક ચિરંજીવ સમૃદ્ધિ બની રહેશે, એવી નિઃશંક આશા છે."

—શ્રી રવિશંકર મ. રાવળ